શ્રી જીનાય નમઃ

# શ્રી જૈન ધર્મ

આ જૈન ધર્મ વીચાર

શેઠ ધનસુખદાસ હીરાલાલ આચલીયા

ગંગાશહેર (બીકાનેર)

વાસીએ સ્વામીજીની મારવાડી ભાષાને બાલ-

બોધમાં છપાવ્યું છે તેનું ગુજરાતી

છપાવનાર :—

જૈન શ્વેતાંબર તેરાપંથી સભા

૨૦૬ ક્રોસ સ્ટ્રીટ સુતાપટી ત્રીજે માળે

કલકત્તા.

સહાયક

શેઠ કસ્તુરચંદજી સુરજમલજી ચોધરી

બરનગર (માલવા)

શ્રી જીનાય નમ:

# શ્રી જૈન ધર્મ

આ જૈન ધર્મ વીચાર
શેઠ ધંનસુખદાસ હીરાલાલ આચલીયા
ગંગાશહેર (બીકાનેર)
વાસીએ શ્વામીજીની મારવાડી ભાષાને બાલ-
બોધમાં છપાવ્યું છે તેનું ગુજરાતી

છપાવનાર :—

જૈન શ્વેતાંબર તેરાપંથી સભા
૧૫૬ ક્રોસ સ્ટ્રીટ સુતાપટી ત્રીજે માળે
કલકત્તા.

સહાયક
શેઠ કસ્તુરચંદજી સુરજમલજી ચોધરી
બરનગર (માલવા)

# શુદ્ધિપત્ર

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧ | વિહન | વિઘન |
| ૬ | ૧૨ | શસ્ત્રો | શાસ્ત્રો |
| ૭ | ૬ | કામ | કામ, |
| ૯ | છેલ્લી | રહ્યો | રહ્યા |
| ૧૦ | ૧ | જનાગમ | જૈનાગમ |
| ૧૭ | ૬ | જૈન | જીન |
| ૧૭ | ૧૭ | કહ્યો | કહ્યો |
| ૨૦ | ૧૦ | જન | જૈન |
| ૨૮ | ૫ | ઉઘાઠી | ઉઘાડી |
| ,, | ૧૬ | ધારીયા | ધારીયા, |
| ૩૨ | ૬ | સાફળ | સફળ |
| ૩૩ | ૨૧ | જન | જીન |
| ૩૪ | ૩ | જન | જૈન |
| ૩૬ | ૧૬ | માંનાણુ | મંનાણું |
| ૩૭ | ૯ | શ્રી ભીખનજી છે. | શ્રી ભીખનજીની છે. |
| ૪૬ | ૧૪ | જન | જૈન |
| ૪૭ | ૬ | શીવખાત | શીખાવત |

| | | | |
|---|---|---|---|
| ૫૦ | ૮ | મન | મને |
| ૫૩ | ૧૮ | મ | વ |
| ૫૪ | ૬ | તેઓ ચે | તેઓ |
| ૫૪ | ૮ | સ્વ કુટુંબીયો | સ્વ કુટુંબીયોના પોષણુ |
| ૬૫ | ૧ | મને | |
| ૬૯ | ૧૭ | ૧૮મી લીટીમાં છાપ્યું છે તે. | ત્યાગ કરે દેવાગના |
| ૭૨ | ૧ | ખુહાય | ખુટાય |
| ૭૫ | ૪ | દુદમાં | ફંદમાં |
| ૭૮ | ૧૦ | સેવરાવવામાં સેવવામાં | સેવવામાં સેવરાવવામાં |
| ૭૯ | છેલ્લી | કહ્યું છે કે | કહ્યું છે |
| ૮૦ | ૧૪ | મર્જોદા | મર્જાદા |
| ,, | ૧૯ | છઢો | છઠ્ઠો |
| ૮૬ | ૧૮ | છંડી | છાંડી |
| ૮૭ | ૬ | ત્યાચે | ત્યાગે |
| ૮૯ | ૧૯ | ભાવક | શ્રાવક |
| ૯૦ | ૧૨ | નીરણો | કરે નીરણો |
| ૧૦૦ | ૧ | રહ્યો | રહ્યો |
| ૧૦૦ | ૨૧ | હાડડા | હાડકા |
| ૧૦૨ | ૯ | અનર્થ | અર્થ |
| ૧૦૪ | ૨ | અર્થ | અર્થે |
| ૧૦૫ | ૯ | વાંછા | વંછા |
| ૧૦૬ | ૧ | ભોગવા | ભોગવાવ્યા |

| | | | |
|---|---|---|---|
| ૧૦૬ | ૧૮ | ભીવીયત | ભવીયણ |
| ,, | ૨૦ | અત્રત | અવ્રત |
| ૧૦૭ | ૩ | મટે | માટે |
| ૧૦૮ | ૧૯ | પોતાના | પોતાના આશ્રીત માટે |
| ,, | ૨૦ | દાશા | દાશી |
| ૧૧૫ | ૨ | જાવ | જાવે |
| ૧૧૬ | ૧૪ | તેનો | તે તો |
| ૧૨૦ | ૯ | લગે છે. | લાગે છે |
| ૧૨૧ | ૫ | શ્રવક | શ્રાવક |
| ,, | ૧૦ | સર્વ ક્ષત્રો | સર્વ ક્ષેત્રો |
| ૧૨૫ | છેલ્લી | આશ્રય | આશ્રવ |
| ૧૨૮ | ૫ | સમજે | સમજો |
| ૧૨૯ | ૫ | મારે | માટે |
| ૧૨૯ | ૭ | કામજી | કાયજી |
| ૧૩૦ | ૧૫ | ત્યાગ | ત્યાગ્યા |
| ૧૩૫ | ૧૮ | હર્ષીન | હર્ષીત |
| ૧૩૭ | ૯ | સહીજે | સહેજે |
| ૧૪૪ | ૨૧ | તીર્થ | તીર્થી |
| ૧૪૮ | ૧૧ | શુદ્ધા | શુદ્ધ |
| ૧૫૭ | ૧૩ | અતીયાર | અતીચાર |
| ૧૬૨ | ૧૦ | અમીચાર | અતીચાર |
| ૧૭૦ | ૧ | જોગ જોગન | જોગ ન |
| ૧૭૦ | ૭ | ત્યાગમાં રે છે | ત્યાગ મારે |
| ૧૭૧ | ૪ | ગુણ | ગુણ ઠાણે |

| | | | |
|---|---|---|---|
| ૧૭૯ | ૧૫ | વેરોગ | વેરાગે |
| ૧૮૨ | ૧૭ | ધારે | ધાર |
| ૧૮૭ | ૮ | લાગે | લાગે દોષ તે |
| ૧૯૦ | ૧૬ | ક્રોધ | ક્રોધ |
| ૧૯૩ | ૪ | હુદઆય | હદ ચહાય |
| ૧૯૬ | ૧૦ | કુકડ | દુકડ |
| ,, | ૧૭ | આયેરે | આયોરે |
| ૧૯૯ | ૯ | મોહકા યે | મોટકાએ |
| ૨૦૦ | ૧૯ | પરમે કે | પરમ કે |
| ૨૦૧ | ૭ | કુચીએ | કુચીથીએ |
| ૨૦૨ | છેલ્લી | ગેણી | ગોણી |
| ,, | ૧૨ | વખાવન . | ખમાવન |
| ૨૦૪ | ૨૩ | ો | કો |
| ૨૦૯ | ૩ | કાજે | કાજ |
| ૨૧૫ | ૨૧ | ઓવરે | આવે રે |
| ૨૧૬ | ૧૩ | ભષ્ટી | ભૃષ્ટી |
| ૨૧૮ | ૨૧ | સનીચા | સતીયા |
| ૨૨૦ | ૫ | ભોગવિ ચાહો | ભોગવિયા હો |
| ૨૨૧ | ૧૭ | જીનરજ | જીનરાજ |
| ૨૨૨ | ૪ | અરીહંહ | અરીહંત |
| ૨૨૫ | ૧૩ | મારો મારે | મારો મારો |
| ૨૪૨ | છેલ્લી | ખાવો પીવા | પીવો |
| ૨૫૫ | ૧૯ | જન | જૈન |

# અનુક્રમણિકા



સ્વામીજીની અશલ ભાષા મારવાડીમાં જોડ બનાવી છે તે બીકાનેર ભીનાશર પોસ્ટ ગંગાશેહેરવાળા શા. ધનસુખદાશ હીરાલાલ આંચલીયાએ બાલબોધમાં છપાવી છે તેનો આધાર લેવો.

માત્રા જોડણી વ્યાકરણ કવીતા ના અજાણે ગુજરાતી ઉમંગથી કર્યું છે. અનેક ભુલો રહી છે તે સુધારી વાંચવું, પ્રેસને લખવું, બીજામાં સુધારીશું.



## શ્રી મંગલા ચરણ

પ્રણમું શ્રી અરિહંત નિત, બાર ગુણ સંયુક્ત
દુષ્ટકર્મ શત્રુ પ્રતે, હણીયા વરવા મુકત ॥૧॥
કારજ સિદ્ધ સકલ કરી, થયે સિદ્ધ ભગવંત
આઠ ગુણે યુત તે નમું, પામ્યા સુખ અનંત ॥૨॥
આચારજ વંદુ સદા, ગુણ છત્રીશથી આર્ય
ઉપદેશક જૈન ધર્મનાં, શારણ વારણ કાર્ય ॥૩॥
શ્રુત જ્ઞાન બાર અંગને, ભણે ભણાવે સાર
પચીશ ગુણધર સદા, ઉપાધ્યાય અણગાર ॥૪॥
વળી પ્રણમુ સર્વ સાધુજન, સાધે શિવ માર્ગ તેહ
સત્તાવીશ ગુણ શોભતા, પંચાચાર પાલેહ ॥૫॥
સમરૂ શ્રી ભીક્ષુ ગુરૂ, પ્રબલ બુદ્ધિ ભંડાર
પ્રગટયા પાંચમા આરામેં, કર્યો બહોત ઉપકાર ॥૬॥
દયા ધર્મ પ્રભુજી કહ્યો, આગમ માંહી વિચાર
ભિક્ષુ તેને સારી રીતે, ઓળખાવ્યો તંતસાર ॥૭॥
તેની નવમે પાટે શોભતા, તુલસી ગણી ગુણગેહ

તનમનથી સેવ્યાં થકાં, પાપવિઘ્ન મટેહ ॥૮॥
વિનય મુલ જૈન ધર્મ છે, તેહના બે પ્રકાર
સાધુ પાંચ મહાવ્રત ધારી, શ્રાવક બાર વ્રત ધાર ॥૯॥
જૈન આજ્ઞા છે વ્રતમાં, અવ્રત આજ્ઞા બહાર
ન્યાય દ્રષ્ટિ કરી જોઇ લો, પક્ષપાત સર્વ ટાર ॥૧૦॥
ત્રણ ગુપ્તિ પાંચ સુમતિ, પાંચ મહાવ્રત માન
પાલે તે પ્રભુ પંથમાં, ન પાળે તે બીજા જાન ॥૧૧॥
સંવર ને વળી નીર્જરા, એહીજ પ્રભુ પંથ
ચાલે પ્રભુ કહિ ચાલમેં, શ્રાવકને નીગ્રંથ ॥૧૨॥
સરલ ભાવ હૃદયે ધરી, સાંભલિયે જીન વાણુ
ગુલાબ કહે વ્રત આદરો, ભાખ્યો શ્રી વર્દ્ધમાન ॥૧૩॥

## શ્રી જૈન ધર્મો જયતિ શ્રી સુગુરૂભ્યોનમઃ
## શ્રાવક ધર્મ વિચાર

શ્રાવક ધર્મ સામાયકમાં થાય તે છે પણ ઘણા ભોળા જીવ ભ્રમથી શ્રવકને ખાવા ખવરાવવા ભલો જાણવામાં સંસારી કામમાં લોકીક કામમાં શ્રાવક ધર્મ સમજે છે અને કહે છે કે શ્રાવક ધર્મ જુદો છે ને સાધુ ધર્મ જુદો છે પણ જાણતા નથી કે એક બીજાને ખાવું ખવરાવવું ભલુ જાણવું વીગેરે સંસારી વ્યવહાર ઇંદ્રીય પોષણ છે આશ્રવ છે શ્રાવક ધર્મ સંસારી કામથી જુદો શ્રી જૈનેશ્વરની આજ્ઞામાં છે એમ જાણવું જરૂરી છે સંસારી કામમાં જૈનેશ્વરની આજ્ઞા નથી જે કામમાં શ્રી જૈનેશ્વરની આજ્ઞા છે તે નીર્વદ્ય અને ધાર્મિક

સામાયકમાં કરવા લાયક છે તેનાથી અશુભ કર્મ નીર્જરે છે પુન્ય બંધાય છે જે કામમાં શ્રી જૈનેશ્વરની આજ્ઞા નથી તે કામ સામાયકમાં થઇ શકતું નથી તે લૌકીક માર્ગ છે તેમાં કર્મ બંધ છે જરા પણ ધર્મ નથી બુદ્ધીવાળા સહેજમાં સમજી શકે છે કે ખાવા ખવરાવવામાં ભલુ જાણવામાં શ્રી જૈનેશ્વરની આજ્ઞા નથી શ્રાવક ધર્મ નથી અવ્રત છે સમ્યકત દર્શન પામી હીંસા, જુઠ, ચોરી, મૈથુન, પરિગ્રહાદિ આશ્રવ દ્વારોમાં જેટલા જેટલા પ્રવર્તે છે તે શ્રાવક ધર્મ નથી અવ્રતાસ્રવ છે અને અવ્રતાસ્રવથી પાપ કર્મનો બંધ શ્રી જૈનેશ્વરે ફરમવ્યો છે અવ્રત સેવવામાં સેવરાવવામાં ને અનુમોદવામાં પાપ છે.

શ્રી તીર્થંકરોએ વ્રતએ ધર્મ એકજ ફરમાવ્યો છે તેના બે પ્રકાર છે ૧ સાધુ ધર્મ. ૨ શ્રાવક ધર્મ, પાંચ મહાવ્રત રૂપ અને શ્રાવક ધર્મ બાર મહાવ્રત રૂપ છે સાધુને સર્વ પ્રકારે સાવદ્ય કામ કરવાના કરાવવાના અનુમોદવાના મન વચન કાયાથી ત્યાગ છે તેથી સાધુનું શરીર અધિકરણ નથી તેથી કોઇ પણ પ્રકારનું પાપ કર્મ કરતા નથી કરાવતા નથી અને અનુમોદન કરવાનો આગાર નથી તેથી સાધુજી સર્વ વ્રતી સંજતી કહેવાય છે.

શ્રાવક સર્વવ્રતી નથી દેશવ્રતી છે. જેટલા સાવદ્યના ત્યાગ છે તે દેશવ્રત સંવર છે જીવ અજીવ નવ તત્વોને સમજવું શુદ્ધ દેવ શુદ્ધ ગુરૂ શુદ્ધ ધર્મની પરીક્ષા કરીને શ્રી

જૈન વચનોની પ્રતીતિ રાખી શ્રી જૈન તત્વોના શુદ્ધ જ્ઞાન વગર ચારિત્ર નહિ ને ચારિત્ર વિના મોક્ષ નહિ.

અનાદિ કાલથી જીવ પાપ કર્મ કરીને ચાર ગતિ સંસારરૂપ અટવીમાં ભ્રમણ કરી રહ્યો છે. પોતાના લોકોત્તર સ્વભાવને ભુલી પરભાવ લોકીક ભાવમાં રાચી રહ્યો છે મોહવશ પોતાની પવિત્ર આત્માને ભવસાગરમાં ડુબાવી રહ્યો છે તેનું મુખ્ય કારણ "મિથ્યાત્વ" છે મિથ્યાત્વથી જીવ જ્ઞાના વરણી આદિ અશુભ કર્મના ઢગલેઢગલા સંગ્રહ કરી નરક નિગોદના દુઃખો ભોગવે છે.

અઢાર પાપસ્થાનમાં મિથ્યાદર્શન શલ્ય મુખ્ય છે તે માટે સદ્ગુરૂનું ફરમાન એ છે કે સમ્યગદર્શન પામવા ઉદ્યમ કરવો સારો છે. મીથ્યામયી નિદ્રામાં ઘણો સમય વ્યતીત થયો શું હજી એજ ઊંઘમાં સુતા રહેશો જુવો આ નિદ્રામાં તમારા આત્માના જ્ઞાનદર્શન ચારીત્ર તપ ગુણ દબાયા છે તમે કોણ છો અને હાલ કેવા થઇ રહ્યા છે. હમણા મનુષ્ય જન્મમાં સતસંગ કરી નહી જાગો તો ફરી કયારે જાગશો આ મનુષ્ય જન્મ આર્યક્ષેત્ર ઊત્તમ કુળ દીર્ઘાયું પુર્ણેન્દ્રી સદ્ગુરૂ સંયોગ મહા-મુશ્કેલીએ મળ્યો છે.

સદ્ગુરૂના સંજોગથી સર્વ વાત માલમ પડે છે સમ્યગ દર્શન રૂપી સુર્યોદયથી મિથ્યામયી મહાન્ધકાર દુર થાય છે શ્રી જીનરાજ ૧ જ્ઞાન, ૨ દર્શન, ૩ ચારીત્ર ૪ તપ મોક્ષમાર્ગ લોકોત્તરમાર્ગ ફરમાવે છે તે માટે એ ચાર માર્ગની સાધના કરો આપના આત્મા હીતનો

માર્ગ છોડી પોતે વિનયી અને સરલ માર્ગ છોડી જગત પુજ્ય રૂપી માર્ગને ભુલી તમે લોકીક માર્ગમાં જઇ રહ્યા છો તે તમારો આત્મ હીત માર્ગ નથી ખોટો રસ્તો છોડી સારા માર્ગમાં આવવું પરમ પ્રિય અને મોક્ષનો હેતુ છે જ્ઞાનવૃદ્ધ સંજમી પ્રાચીન રૂષિ ગણુ જે માર્ગે ચાલ્યા છે અને કહી ગયા છે તે માર્ગે ચાલ્યા છે તે માર્ગે ચાલવાથી આત્મશકિત પ્રગટ થશે અને અનંત સુખો મળશે, નહી તો આત્મશકિત ખોવાનો ઉપાય છે જરા જ્ઞાન ચક્ષુ ખોલીને જુવો કે સંસાર વધારવાનો માર્ગ કયો છે અને સંસાર ઘટાડવાનો માર્ગ કયો છે ? આરંભ હીંસા કરવાથી સંસાર ઘટે છે કે નહીં ?

## પ્રવૃત્તિ નિવૃત્તિ

સંસારી કામ લોકીક કામ પ્રવૃત્તિ માર્ગ છોડી નીવૃત્તિ માર્ગ લોકોત્તર માર્ગ કરો પ્રવૃત્તિ માર્ગથી જન્મા જરા મરણાદિ દુઃખો વધે છે જો તમે સદા અચળ અટલ રહેવાનું ચાહતા હો તો આપના શ્રી જૈનેશ્વર પ્રણીત નિવૃતિ માર્ગ લોકોત્તર માર્ગ ગ્રહણ કરો અજર અમર થવાનો એક જ ઉપાય છે પ્રવૃત્તિ અને નિવૃત્તિ માર્ગ શું છે તે સમજો પ્રવૃત્તિ માર્ગ શ્રી જીનઆજ્ઞા બહાર સંસારી કામમાં પ્રવતવું તે ગૃહસ્થાશ્રમી અજ્ઞાની જીવ અને હીંસા ધર્મી કુગુરૂઓનું કહેવુ છે કે અર્થ બલથી બલવાન થવાની કોશીશ કરો અર્થ બલ

વગર કોઇ કામ સફલ નહી થઇ શકે વેપારમાં પ્રવૃતિ કરો અર્થ પૈસો મેળવવા ડુંગર ઓળંગો, જંગલ ઓળંગો સમુદ્ર ઓળંગો, જંગલોમાં જાવો વગર વીચાર્યાં કામ કરી જમીન ખોદ્દી જમીનમાં ખાણુ ખોદ્દી રત્ન સંગ્રહ કરો સમુદ્રની અંદરથી મોતી કાઢો કઢાવો જેવી રીતે બને તેવી રીતે અર્થ પૈસો સંગ્રહ કરો ધન મોટી ચીજ છે જો ધન તમારી પાસે હશે તો સંસારમાં તમારે માટે કોઇ ચીજ મુશ્કેલ નથી માટે જેમ બને તેમ ધન્ય ધાન્યાદીક સંગ્રહ કરો નિવૃતી માર્ગ એટલે છોડવુ ત્યાગ કરવુ લોકોત્તર માર્ગ ચૌદ પૂર્વધર ગણધર દેવોએ શ્રી જીનેશ્વર મહારાજે ફરમાવેલુ સાંભળી શસ્ત્રો રચ્યા છે જેમાં (ધમ્મો મંગલ મુક્કીટ્ટં, અહીંસા સંજમો તવો) અહિંસા પરમો ધર્મ; અને ઊત્કષ્ટ મંગલં રૂષીગણુ વારંવાર ફરમાવે છે અર્થ પૈસો ધન અનર્થનું મુળ છે એ વાત હંમેશા ધ્યાનમાં રાખવા જેવી છે જો અમર થવા ચાહોતો નિર્લોભી થાવો, ધનની લાલશા છોડો, વચન નીર્વદ્ય અને સત્ય કહો અદત્ત લેવાના ત્યાગો બ્રહ્મચર્ય ધારો પરિગ્રહ ત્યાગો સંયમી થાવો તપસ્વી થાવો.

હવે ન્યાયાશ્રયી અને તત્વજ્ઞ પુરૂષ વીચારી શકે કે પ્રવૃત્તિ નિવૃતીમાં કેટલો ફરક છે શુદ્ધ નીતીથી વીચારી જુઓ કે પ્રવૃતિ માર્ગ થી નીવૃતિ માર્ગ તદન વીરૂદ્ધ છે. લોકીક અને લોકોત્તરમાર્ગ તદ્દન જુદો છે ૩૬ નો આંક છે ત્રગડાનું મોઢુ ને છગડાનું મોઢુ જુદી જુદી દીશાઓ

છે ધર્મનો અને સંસારનો માર્ગ એકબીજાથી જુદો છે. સંસારનો લોકીક રસ્તો ને મોક્ષનો લોકોત્તર રસ્તો જુદો જુદો છે જ્ઞાન, દર્શન, ચારીત્ર ને તપ શિવ માર્ગ છે બાકી સંસારનો રસ્તો લોકીકમાર્ગ છે જે જીવ સમદ્રષ્ટિ તે યથા શકિત તપ નીયમ કરશે પાપના કામને લોકીક કામને લોકીક કામને લોકોત્તર કામમાં લોકોત્તર ધર્મ સમઝસે અને તેજ સમ્યગદર્શન છે અને તેનાથી નરક નિગોદ તિર્યંચ મનુષ્ય ગતિનો બંધ નહી પડે ફકત વૈમાનિક દેવતાનુ આયુષ્ય બંધાય છે કહો સમકિતનો કેટલો મોટો ફાયદો છે સમ્યગ્દર્શન પામવાથી ઘણા ગુણ ઉત્પન્ન થાય છે સમ્યગદર્શની જીવ ચારિત્ર મોહનીય ક્ષયોપસમાનુસાર વ્રત લઈ દેશવ્રતી અથવા સર્વવ્રતી ગુણસ્થાન પ્રાપ્ત કરે છે સમ્યગદર્શન સંવર પદાર્થ અકર્ત્તાપણુ જે જીવનો ખાશ ગુણ છે તે પ્રગટ થાય છે.

મીથ્યાત્વી જીવ અનેક તરાહ કષ્ટ સહન કરી તપ, જપ, શીલ, સંતોષાદિ સારા કામ કરે છે પણ સંવર પદાર્થ પ્રાપ્ત નથી થતો નિર્જરા ધર્મી છે, સુત્રોમાં કહ્યું છે કે બાળ અજ્ઞાનીના માસ માસ ક્ષમણ તપ સમદૃષ્ટિના વ્રત પચખ્ખાણના ફળના સોળમાં અંશે આવતા નથી સોલમા નહી હજારમાં નહી કરોડમાં નહી સંખ્યાત અસંખ્યત ભાગમાં નહી આવે સમકિતી ને સંવર નિર્જરા બંન્ને ધર્મ છે એક વખત સમકિત આવે તો અનંત સંસારીનો પ્રતિસંસારી થાય છે તે માટે સમ્યકત પામવું ઘણું દુર્લભ જૈન શાસ્ત્રોમાં ફરમાવ્યુ

છે, ચત્તારિ પરમંગલાની દુલહાણીહ જંતુણા માણુસતં સુયી શ્રદ્ધા સંજમં મીયવીરીયાં.

અર્થાત=૧ મનુષ્ય ભવ ૨ સિદ્ધાન્તનું સાંભળવુ ૩ સત્ય શ્રદ્ધાન ૪ સંજમમાં બલ પરાક્રમ એહ ચાર પરમ અંગ જીવને ઘણા દુર્લભ છે.

વળી ફરમાવ્યું છે કે "સદ્ધા પરમ દુલહા" એટલે શુદ્ધ શ્રદ્ધા મહા દુર્લભ છે શ્રી વીતરાગ પ્રભુએ કેવલ-જ્ઞાન કેવલ દર્શનથી લોકાલોકના ભાવ જોયા તેવા કહ્યા તેઓના વચન સાંભળી યથાર્થ શ્રદ્ધા કરવી અને આસ્થા પ્રતિતી રાખવી તેનું નામ સમ્યકત્વ છે સમદ્રષ્ટિ શ્રી જીન વચનને અર્થ પરમાર્થ જાણે છે શ્રી જૈન પ્રણિત ધર્મથી તેના હાડ અને હાડની મીજી રંગાયલી હોય છે તે સમદષ્ટિ દેવતાના ડગાવેલા ડગતા નથી સમ્યગ-દર્શનમાં તેઓ સદા અચલ અને અટલ રહે છે સ્વામી શ્રી ભીખનજીએ જૈન સાસ્રાનુસાર ફરમાવ્યું છે કે "દ્રઢ સમકિતધર થોડલા" એટલે દ્રઢ સમકીત ધારી બહુ થોડા હોય છે. સ્વામી શ્રી ભીખનજી કોણ હતા કયારે થયા અને કંઇ પરૂપણા કીધી તે સર્વ વાત સ્વામીજીના જીવન ચરિત્ર વાંચવાથી માલમ પડે સ્વામી શ્રી ભીખનજી આ પાંચમાં આરામાં શ્રી જીનરાજ જેવા થયા છે.

રાગદ્વેષ રહીત નિર્મલ માર્ગ લોકો-તર માર્ગ શ્રી વીતરાગ પ્રભુનો છે શ્રમણ મહાનનો આદેશ ને ઉપદેશ નહી હણો, મત હણો છે તેજ ઉપદેશ શ્રી ભીખનજી સ્વામીજીનો છે સાધુ અને શ્રાવકનો ધર્મ શ્રી વીર પ્રભુએ

સુત્રમાં ફરમાવ્યો છે તેવુજ ફરમાન સ્વામીજીનું છે પણ ઘણા લોકો સ્વામી શ્રી ભીખનજીએ દયાદાન ધર્મ ઉઠાવ્યો કહે છે ગુરૂથી લડીને જુદા થઇ જુદો ધર્મ જમાવ્યો વીગેરે પોતાના મનમાં ઉત્પન્ન થાય તેવી ભોલા લોકોને બહેકાવવાને માટે અને પોતાની ઉન્નતિને માટે કહે છે પણ ન્યાયવાદી માણસોએ પોતે વિચારવું જોઇયે કે શ્રી ભગવાને ફરમાવ્યું છે કે કોઇ પણ કારણસર પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, લીલોતરી અને ત્રશ જીવ વીગેરે છ કાયાને મારવી નહી, મરાવવી નહી. મારતાને ભલી જાણવી નહી કોઇપણ રીતે પોતાના સરીરથી કોઈપણ પ્રાણીને કષ્ટ આપવું નહી ભય ઉપજાવવો નહી તેજ અભયદાન છે પણ એકન્દ્રીને મારી, મરાવી, મારતાને ભલો જાણી પંચેદ્રીને સાતા ઉપજાવવામાં ધર્મ નહી. અસંજતી જીવતવ્ય અને બાળમરણ ઇચ્છવાથી એકાંત પાપ કહ્યો છે ધર્માર્થે હિંસા કરવામાં પાપ નહી એ શ્રી આચારંગ સુત્રના ફરમાન મુજબ અન્ય તીર્થીઓના વચન છે એ સ્વામી શ્રી ભીખનજીએ બતાવ્યું છે ન્યાયાશ્રયી પુરૂષ પક્ષપાત છોડી સ્વામીજી કૃત ગ્રંથ, ચોપાઇ, બોલ, થોકડા ઢાલ સ્તવન વગેરે વાંચે તો તરત માલમ પડે કે સ્વામીજીની પરૂપણા અને શ્રી ભગવાનની પરૂપણા એકજ છે મોક્ષાભિલાષી જીવોને કહે છે કે મનુષ જન્મ, આર્યક્ષેત્ર, ઊત્તમ કુલ પામ્યા છો તો શુદ્ધ સંજમ પાલવાવાલા મુનિરાજોથી સુત્ર સિદ્ધાંત સાંભળો શ્રી વીર પ્રભુને સર્વદર્શી સર્વજ્ઞ માની રહ્યો છો

તો તેઓના વચનથી જનાગમ સાંભળો, સત્ય સરધો, યથાશક્તિ વૃત ધારણકરો, અવ્રત ઘટાડો ત્યારે જીવનુ ભલુ થશે. ભષ્ટાચારીઓની સંગતથી પક્ષપાતમાં પડી શુદ્ધ આચાર પાલવાવાલાની નીંદા કરો નહી. શુદ્ધ પાંચ મહાવ્રત પાલવાવાલા બેતાળીશ દોષ બાવન અણાચાર ટાળી આહાર પાણી લેવાવાલા પાંચ ઇંદ્રીના વિષયો જીતવાવાલા સાધુઓના ઉપાશક બનો ત્યારે સુત્રમાં કહેલી વાત સર્વે માલમ પડશે.

જુવો આપણા પૂજ્ય પુર્વાચાર્યોએ શું વાકય કહ્યા છે અહીંસા, સત્ય અદત્તાદાનાનિવર્તન બ્રહ્મચર્ય, નિર્લોભતાદિ જ શિવમાર્ગ લોકોત્તર માર્ગ મોક્ષમાર્ગની સાધના છે જુવો વિજયદેવસુરીએ આત્મહિતોપદેશમાં કહ્યું છે કે

ચેતો રે ચેતો રે પ્રાણિયાં, મતિ રાચો રે રમણી રે
સંગ કે સેવો રે જીનવાણી ॥ એ આંકડી ॥
કલ્પવૃક્ષની પેરે દોહિલો રે, મળ્યો નર અવતાર
નકામો જન્મ કેમ હારિયે, કાંઈ કરજ્યો રે
મનમાંહિ વીચાર કે ॥ ચેતો રે ॥૧॥
પહેલા તો સમકિત સેવિયે રે, જે છે ધર્મનું મૂળ
સંજમ સમકિત વગરનો રે, જીન કહ્યો રે છોડા
તુલ્ય કે ॥ ચેતો રે ॥૨॥
અરિહંત દેવ આરાધજ્યો રે, ગુરૂ ગિરવા શુદ્ધસાધ
ધર્મ જીનેશ્વર ભાષિયો રે, એ સમકિત રે કલ્પવૃક્ષ
સમલાધ કે ॥ ચેતો રે૦ ॥૩॥

તહત કરીને સરધજ્યો રે, જે ભાખ્યો શ્રી જગનાથ
પાંચે આશ્રવ પરિહરો, જેમ મલેરે શિવપુરનો
સાથ કે ॥ ચેતો રે૦ ॥૪॥
જીવ વંછે સર્વે જીવણો રે, મરણ ન વંછે કોય
પોતા જેવો કર લેખવો, ત્રસ થાવર હણજ્યો
નહી કોય કે ॥ ચેતો રે૦ ॥૫॥
અપજંશ અકીર્તિ આ ભવે રે, પરભવ દુઃખ અનેક
જુઠુ કહેતા પમિયે, કાંઇ લાવો રે મનમાં વિવેક
કે ॥ ચેતો રે૦ ॥૬॥
ચોરી લેવે કોઇ પર તણો રે, તેથી લાગે છે પાપ
તો ધન કંચન કેમ ચોરિયે, તેહથી વધે રે ભવ
ભવમાં સંતાપ કે ॥ ચેતો રે૦ ॥૭॥
સ્રીસંગે ભોગ ભોગવ્યારે, નવ લાખ સન્ની ઉપજંત
ક્ષણેક સુખને કારણે, કેમ કીજેરે હિંસા મતિવંત
કે ॥ ચેતો રે૦ ॥૮॥
પુત્ર પૌત્ર ઘર દુકાનની રે, મમતા નહી કરજો કોક
જેહ પરિગ્રહ માંહે છે, તે તો છોડી રે ગયા
બહુ લોક કે ॥ ચેતો રે૦ ॥૯॥
થોડા દીવસનો પરોણો રે, સઘલા આ સંસાર
એક દીવસ ઊઠી જાવણો રે, કોણ જાણે કયા
અવતાર કે ॥ ચેતો રે૦ ॥૧૦॥
રોગ જરા જ્યાં લગી નહી રે, તહાં લગી કરો
ધર્મ સંભાળ

મુશળધાર વરસાદ વરસતાં, કોણ સમરથ છે
બાંધવા પાળ કે ॥ ચેતો રે૦ ॥૧૧॥
અંજલીના જળની પેરે રે, ક્ષણ ક્ષણ ઘટે છે આવ
જાવે તે નહી પાછો આવે, જરા ઘાલે રે જીવનમાં
ઘાવ કે ॥ ચેતો રે૦ ॥૧૨॥
માત પિતા ભાઇ વહુ રે, પુત્ર પૌત્ર પરિવાર
સ્વાર્થના સહુએ સગા, કોઇ પરભવ જાતા રે, નહિ
રાખણહાર કે ॥ ચેતો રે૦ ॥૧૩॥
ક્રોધ માન માયા તજો રે, લોભ ન કરજયો લગાર
સમતા રસ રાખી રહો, બહુ દોહિલો રે મનુષ્ય
અવતાર કે ॥ ચેતો રે૦ ॥૧૪॥
આરંભ છોડી આત્મા રે, પીઓ સંજમ રસ પુર
શિવ રમણી જલદી વરો, એમ કહે રે વિજય
દેવસૂર કે ॥ચેતો રે૦ ॥૧૫॥

॥ ઇતી ॥

પ્રીયવરો આ ઢાલનો અર્થ સમજો, ન્યાય દ્રષ્ટિથી જુવો, વિશુદ્ધ બુદ્ધિથી વિચારો, વિજયદેવસુરી શું કહે છે કે પાંચ આશ્રવ દ્વાર સેવવા સેવરાવવા ને સેવતાને ભલો જાણવામાં એકાંત પાપ છે. હીંસીત ધર્મ નથી સમ્યકત્વનું સેવન મુખ્ય કહ્યું છે શુધદેવ ગુરૂ ધર્મની સાધના સમકિત અને શિવ માર્ગની લોકોત્તર માર્ગની સાધના છે.

લોકો કહે છે કે જે પ્રતિમાની પુજા પાણી, ચંદન,

ફુલો વીગેરે આઠ દ્રવ્યોથી કરવી એ શ્રાવક ધર્મ છે. દ્રોપદ રાજાની છોકરી દ્રોપદીએ પુજા કરી છે તથા દેવલોકમાં દેવતા પુજા કરે છે તેનો જવાબ દેવતા શ્રાવક નથી દેવતા મીથ્યાત્વી અને સમ્યકત્વી બંન્ને પ્રકારના છે મીથ્યાત્વી પહેલા ગુણ સ્થાને છે સમ્યકત્વી દેવતા ચોથે ગુણ સ્થાને છે શ્રાવક પાંચમે ગુણ સ્થાને છે તે કોઇ દેવતામાં હોતું નથી પ્રતિમા પુજવાનું શ્રાવક ધર્મ નથી ગ્રામોનાસ્તિતહિંસીમાં વિવાદકક્ર એટલે ગામ નથી તો સીમની લડાઇ નહી કેમકે ગામ વગર સીમ હોતી નથી તથા દ્રોપદીને પ્રતિમાની પુજા કરી તે વખતે સમ્યકત્વી હતી. એવું કોઈ સુત્રમાં નથી અને તે વખતે સમ્યકત્વનું થવું સંભવ નથી કેમકે દ્રોપદીએ પુર્વ ભવમાં પાંચ ભરથાર પણવાનું નિયાણુ કર્યું હતું એવા તિવ્ર રસના નિધાન પૂર્ણ થયા વિના સમ્યકત્વ ફરશી શકતું નથી તથા આચાર્ય ગંધહસ્તીએ ઊધનિર્યુકિતમાં દ્રોપદીને એક છોકરો થયા બાદ સમ્યકત્વ સ્પર્શના કહી છે તો સ્વયંવર મંડપમાં જતી વખતે દ્રોપદીએ પુજન કર્યું એમ શ્રી જ્ઞાતા સુત્રમાં કહ્યું છે તો તે વખતે દ્રોપદીને કામભોગની તીવ્ર અભીલાષા સ્પષ્ટ દેખાય છે તેમાટે તે વખતે સમકીતનો સંભવ નથી આનંદ વીગેરે દશ શ્રાવકોના વર્ણન શ્રી વીર પ્રભુએ શ્રી ઉપાશક દશા સુત્રમાં ફરમાવ્યું છે. તેઓએ પ્રતિમા પુજી એ અધિકાર નથી. શ્રાવક ધર્મ બાર વ્રત રૂપ છે તેનુ વિસ્તાર પૂર્વક વર્ણન કર્યું છે જે વ્રત છે તે શ્રાવક ધર્મ છે અવ્રત છે તે અધર્મ છે.

દેવ લોકમાં દેવતા જીન પ્રતિમા પુજે છે તે ઉપજતી વખતે રાજ્યભિષેક સમયે શસ્ત્ર (હથિયાર) પ્રતિમા પૂતલી વીગેરે બત્રીશ ચીજો પુજે છે એવી તેની મર્યાદ છે જે હીતકારી સુખકારી વિઘ્ન નીવર્તક અને ફલ સહીત આ ભવમાં પુન્યાનુસાર પુર્વ પશ્ચાત સંસારી મંગલ છે. કદાચ ધાર્મિક કામ હોય તો સમદ્રષ્ટી ફક્ત પુજવા જોઇએ. મિથ્યાત્વી ધર્મ અધર્મ સમઝતા નથી. પણ દેવલોકની રાજ બેસતાં કરવાની રીતી મુજબ દરેકને કરવુ પડે છે મીથ્યાત્વી હોય કે સમ-કીતી હોય ભવી હોય કે અભવી હોય બધા કરે છે પણ દ્રવ્ય પુજા કરવામાં જીનાજ્ઞા હોય નહી શ્રી જીનાજ્ઞા નથી તે સાવદ્ય છે અને સાવદ્ય કામ એકાંત પાપ કર્મના બંધ છે શ્રાવક સામાયક પોષામાં દ્રવ્ય પુજા કરતા નથી કરાવતા નથી અનુમોદતા નથી કારણ કે શ્રાવક ને સામાયક પોષામાં સાવદ્ય જોગના ત્યાગ છે ભાવ પુજા જયણા યુક્ત વંદના. ગુણ ગાવા નમસ્કાર કરના સિદ્ધાંત સાંભળવા સ્વાધ્યાયિદિ કરના ઇત્યાદી નીર્વંદ્ય કામની જીનાજ્ઞા હોવાથી સામાયક પોષામાં કરે છે કરાવે છે અને અનુમોદે છે અને એવાજ કામથી અશુભ કર્મ નીર્જરે છે તથા સૂરિયાભદેવ જ્યારે મહાવીર સ્વામી ભગવાન પાસે આવ્યા ભગવં-તને પુછયું કે હું આપને વંદના કરૂ. ત્યારે પ્રભુએ ફરમાવ્યું કે ૧ એ તમારો પુરાનો આચાર છે ૨ એ જીત આચાર છે ૩ એ તમારૂ કામ છે ૪ એ તમને

કરવા યોગ્ય છે ૫ એ તનને આચરણુ કરવા જોગ છે એ વંદના કરવા મારી આજ્ઞા છે ૬ વળી નાટક કરવા પુછયું તે વખતે પ્રભુએ આદર દીધો નહિ. મૌન રાખી ચુપ રહ્યા અને મનમાં ભલો જાણ્યો નહી એવો શ્રી રાય પ્રસેણી સુત્રમાં ખુલાશે પાઠ છે ન્યાયવાદી અને નીરપક્ષીઓએ વીચાર કરવો જોઇએ કે સાક્ષાત ત્રી-લોકયનાથ ભગવંત શ્રી મહાવીર સ્વામીએ પોતાના આગળ નાટક કરવા આજ્ઞા આપી નહી તો સ્થાપના નિક્ષેપા આગળ નાચવુ, કુદવુ, ટાલ મંજીરા વગાડવા એકેંદ્રી જીવોનો નાશ કરવાની આજ્ઞા આપે નહિ જે કામ શ્રીવીર પ્રભુ સારૂ સમજે નહી તે શ્રીવીર પ્રભુના સાધુ સાધવી શ્રાવક શ્રાવિકા સારા સમજી શકે નહી સમ્યકત્વી જીવ જ્યાં લગી સર્વ વ્રતી થયા નથી ત્યાં સુધી સંસારના અનેક કામ કરે છે પણ ધર્મ સમજતા નથી જે કામમાં શ્રી જીનાજ્ઞા છે તેમાં ધર્મ છે જે કામમાં શ્રી જીનાજ્ઞા નથી તે કામ સમ્યગ દ્રષ્ટિ કદાપિ ધર્મ સમજે નહી જુવો શ્રી પાર્શ્વચંદ ગચ્છના શ્રી પાર્શ્વચંદ સુરી શું ફરમાવે છે.

જૈન સાધુ નામની ચોપડીમાં પાનું ૧૯—૨૦—૨૧ માં છે તે વાંચો.

વાંચેકી જીવોએ પક્ષપાત રહીત વીચારવું જોઇએ કે સ્વામી શ્રી ભીખનજી સ્વામીએ દ્રવ્ય પુજા સાવદ્ય કહી છે તે પહેલાના આચાર્ય અને જતી થયા તેઓએ કહી છે જુવો શ્રી મહાનસીત સુત્રના

પાંચમાં અધ્યયનમાં શ્રી કમલ પ્રભાચાર્યે કહ્યું છે કે જીનાલય સર્વ સાવદ્ય છે અને આચરણ યોગ્ય કે પરૂપવા યોગ્ય નથી. શ્રી વીર સ્વામી નીર્વાણ થયા પછી ૯૮૦ વર્ષે પછી શ્રીદેવર્ધીગણીએ સુત્ર લખ્યા પછી ૫૫ વર્ષે હરિભદ્ર સુરી સ્વર્ગે ગયા તેઓએ મહાનીશીથ સુત્રનો ઉદ્ધાર કીધો અને ચૈત્ય વાશ ખંડન કીધો અભય દેવ સુરીના ગુરૂ જીનેશ્વર સુરી તથા બુદ્ધિસાગર સુરી શં. ૧૦૮૪માં દુર્લભ દેવની સભામાં ચૈત્ય વાસીઓથી સભામાં વીવાદ કરી જય પ્રાપ્ત થયાં તેના પ્રશિષ્ય જીન વલ્લભ સૂરિએ જીનાગમનો પક્ષ લઈ ચાલીશ કાવ્યનો સંઘપટ્ટક ગ્રંથ બનાવ્યો તેમાં ચૈત્યવાસિઓના અને શીથિલા ચારિયાના તેમજ ભેખ ધારિઓના ખંડન કીધા છે તે સંઘ પટ્ટક ગ્રંથ વાંચવાથી ખુલાશે માલમ પડશે કે જીન પ્રતિમા અને જાત્રા માટે સંઘ પટ્ટકની એકવીશમી ગાઠામાં શું કહ્યું છે.

સંઘ પટ્ટક ગ્રંથનુ એકવીશમું કાવ્ય આકૃષ્ટં મુગ્ધ મીનાન બડિશ પિશિતવ દ્વીં બમાંદસ્યંજનં। તન્નામ્નારમ્ય રૂપાન પવર કમઠાન સ્વેષ્ટ સિડયો વિધાપ્ય। યાત્રાસ્નાત્રાદ્યુ પોયંનં મસિતક નિશા જાગરાદ્યેશ્છૈશ્ચ। શ્રદ્ધાલુર્નામ જૈને શ્છલિત ઈવિશોઠે વં'સ્યતે હાજનોડયમ ॥૨૧॥

### ભાવાર્થ

જેમ માછી માછલી પકડે છે તે વખતે લોઢાના

કાંટા ઉપર માંસ લગાવી માછલીઓને લલચાવી જાળમાં પકડે છે તેમ દ્રવ્યલીંગી ભેષધારી પોતાના સ્વાર્થને માટે મુખાં લોકોને જીન પ્રતિમા દેખાડી અને જાત્રા સ્નાત્રના મહાફળ બતાવી શ્રદ્ધાળુ જૈનોને ઠગી રહ્યા છે અને મોક્ષમાર્ગ લોકોત્તરમાર્ગથી ઉલટા કરી ભવસમુદ્રમાં ડુબાવે છે.

જૈન વલ્લભસુરીએ મુલ કાવ્યમાં ઉપર પ્રમાણે કહ્યું છે તેઓની પાટે શ્રી જીનદત્તસુરી દાદાજી થયા તેઓએ સિથિલાચારી દ્રવ્યલિંગી તથા ચૈત્યવાસીઓનું ખંડન કર્યું છે તેઓની પાટે જીનપતિશુરિ થયા તેઓએ સંઘ પટ્ટક ચુમાળીશ ગ્રંથ કાવ્યોની ટીકા આશરે ત્રણ હજાર શ્લોક પ્રમાણ કરી એ સર્વે અધીકાર સંઘ પટ્ટક પુસ્તકમાં છપાયું છે પ્રસ્તાવનામાં લખ્યું છે મુલ કાવ્ય એકવીશમાં જીનવલભસૂરિએ જે કહ્યું છે તે ઉપર લખ્યું છે અને બાર અંગ રૂપ શ્રી જૈન વચન ગણધર રચિત છે તેમાં ઠામ ઠામ પાંચ મહાવ્રત અને બાર વ્રતને ધર્મ કહ્યો છે જીવહિંસાના ફળ મહા દુઃખદાયી કહ્યા છે પ્રથમ અંગ શ્રી આચારંગ સુત્રમાં દેવળ અને પ્રતિમાને માટે પૃથ્વીકાય મારે તેને મંદ બુદ્ધિ કહ્યા છે પણ કેટલાએક ગ્રંથોમાં મુલ સુત્રોથી વીપરીત અર્થ કરી અશુદ્ધ પરૂપણા કરી અને સીથીલાચારી કરી રહ્યા છે કહે છે કે સાધુઓને તો કલ્પતું નથી પણ શ્રાવકોનો ધર્મ છે પાણી, ચંદન, ચોખા, ફુલ, ધુપ, દીવો, ફળ, નૈવેદ્ય વીગેરે દ્રવ્યોથી જીનપ્રતિમાને પુજવું દ્રવ્ય પૈસો

અર્ચી દેહરૂ બનાવવા આરંગી તબલા વીગેરે વાજીંત્ર સહીત ગાવું, નાચ કરવો એ તીર્થંકરોની ભક્તી છે તેનાથી ઘણું પુન્ય ઉપાર્જન થાય છે અને મુકિત માર્ગ છે એવી પરૂપણા કરે છે પરંતુ સમઝદાર મોક્ષાભિલાષી ઓએ નિરપક્ષ થઇ વિચારવું જોઇએ કે તીર્થંકર દેવ નિરારંભી હતા કે આરંભી હતા ? સર્વજ્ઞપુરૂષ સાવધના ત્યાગી હતા કે ભોગી હતા ? સચિત દ્રવ્યને અડકતા હતા કે નહી ? અચિત્ત વસ્તુ તેઓશ્રીને માટે કોઇ ગૃહસ્થ કોઇ વખત કરતો હતો તો તે લેતા હતા કે નહી ? જો શ્રી વીતરાગ પ્રભુ સચિત વસ્તુને અડકતા હતા નહી અઠકાવતા નહી અને અડકાવે તેને સારો જાણતા નહી અને તેમાં મહાદોષ જાણતા હતા અને પોતાના ચેલાચેલી સાધુ સાધવિઓને સચિત ને અડકવાની ના ફરમાવી છે અને નિર્દોષ આચાર પાલવા ફરમાવ્યું છે તેજ મહાપુરૂષની ધ્યાનારૂઢ પ્રતિમા બનાવાવી તેને જીન સમાન સમજીને જે જે વસ્તુઓના જીન પ્રભુ ત્યાગી હતા તે તે વસ્તુઓ અડકાવવામાં ભકતી સમજી તેઓની આગળ ચઢાવવી એ જ્ઞાન છે કે અજ્ઞાન ? અને હિંસા કરી ધર્મ સમજવું સમકિત છે કે મિથ્યાત્વ ? સાવદ્ય જોગ છે કે નિર્વંદ્ય જોગ ? જો દ્રવ્ય પુજા કરવી નીર્વંદ્ય જોગ છે ? સાધુ મુનિરાજ કેમ કરતા નથી ? અને શ્રાવક સામાયક પોષામાં કેમ કરતા નથી ? કરી શકે નહી કેમકે સાવદ્ય જોગ શ્રી જીન આજ્ઞા બહાર છે તેથી કરતા નથી કરાવતા નથી અને કરે તેને અનુ- મોદન કરી શકતા નથી અને તેમાં ધર્મ સમઝતા નથી

જીનવલભસૂરિએ મુલ્ક કાવ્યમાં ઉપર મુજબ કહ્યું છે પાર્શ્વચંદ્રસૂરિએ ઢાલમાં કમલપ્રભાચાર્યએ મહાનિસીત સુત્રમાં કહ્યું છે અને લુકાંજી વીગેરે અનેકોએ દ્રવ્ય પુજામાં ધર્મ કહ્યો નથી. ત્યારે કોઇ એમ કહેશે કે જે આચાર્ય અને જતિઓને માનતા નથી તો તેના ફરમાનની સાક્ષી કેમ આપી તેનો જવાબ જે કોઇના પણ વચન હોય તે વચન અગીઆર અંગથી મલતા હોય તે બધા વચન હમને માનવા જોગ છે અને માનીયે છૈયે ફક્ત હમે નહી પણ સર્વ સમ્યદ્દષ્ટિ અગીઆર અંગને મલતા વચન માને છે અને સત્ય જાણે છે અને જો અગીઆર અંગથી ઉલટા વચન અસત્ય માને છે પરંતુ સત્યને સત્ય સમઝવાથી તેનું સર્વ માનવાનું સિદ્ધ થતું નથી જુવો શ્રી ભગવતી સુત્રમાં સોમલ બ્રાહ્મણ ભગવાન શ્રી મહાવીર સ્વામીને સરસવ ભક્ષ છે કે અભક્ષ પુછયું ત્યારે ભગવાને ફરમાવ્યું કે હે સોમલ તારા બ્રાહ્મણશાસ્ત્રમાં સરસવના બે ભેદ કહ્યા છે. ૧ મીત્ર સરસવ ૨ ધાન્ય સરસવ વીગેરે વીસ્તારપુર્વક અધિકાર છે તેથી ભગવાને બ્રાહ્મણશાસ્ત્રની સાક્ષી આપી સમજાવ્યા છે કોઇ વખત આચારજોના બનાવેલા ગ્રંથોની અથવા બીજા શાસ્ત્રની સાક્ષી આપી યુકિતપૂર્વક દ્રષ્ટાંત ઉદાહરણ આપી બીજાને સમજાવે તેમાં કોઇ પ્રકારનો દોષ નથી જે સત્ય વાત છે તે સત્ય જ રહેશે મીથ્યાત્વી કહે કે સમકિતી કહે સાચી વાત તો સાચીજ રહેશે અને સત્ય સમજાશે ન્યાયવાદી શાસ્ત્ર અનુકુલજ કહેશે શ્રી જૈન શાસ્ત્રોમાં

ઠામઠામ અહિંસા ધર્મજ ફરમાવ્યો છે ધર્મ માટે જીવ છ કાયાના માર્યો દોષ નથી એ અનાર્ય લોકનું કહેવું છે એમ શ્રી આચારંગ સુત્રમાં ખુલ્લો પાઠ છે અને દેવલ પ્રતિમાને માટે પૃથ્વી, પાણી, અગ્નિ વાયુ, વનસ્પતી, ત્રશકાય માટે તેને મંદ બુદ્ધિ શ્રી દશમા અંગમાં ફરમાવ્યો છે પણ પ્રતિમા પુજતા જીવોની હિંસા થાય તેમાં દોષ નહી એવા વાકય ગણધર કૃત જૈન શાસ્ત્રોમાં કહ્યા નથી જૈન ધર્માનુરાગીઓને નમ્રતાપુર્વક અરજ છે કે હે ભાઇઓ નીરપક્ષ થઇ વીચારજો કે જૈન આજ્ઞા બહારના કામ એકાંત સાવદ્ય છે તેમાં જન પ્રણીત ધર્મ જરા નથી પહેલા અંગમાં ભગવાને મારી આજ્ઞામાં મારો ધર્મ ફરમાવ્યું છે માટે ધર્મ અધર્મનો વીચાર કરો શ્રી જૈન વચનની આસ્થા પ્રતીત રાખો તેનું નામ દ્રઢ સમકિત છે સમકીત ધારી જ્યાં સુધી સર્વવૃતી નથી થયો ત્યાં સુધી તેનું ખાવું, પીવું, પહેરવું, ઓઢવુ, નહાવું, કામભોગ સેવવા, પૈસો સંગ્રહ કરવો, માટી, છાણ, દહી, ચોખા અને કુળદેવી દેવતાઓના પુજન સંસારીક મંગળ લગ્ન સમય અથવા બીજા વખતે જૈન પ્રતિમા પુજના વીગેરે પોતા માટે બીજા માટે બંન્ને માટે કામ કરે, કરાવે, અનુમોદન કરે તે જૈન આજ્ઞા બહારના કામમાં ધર્મ સમજે નહી ક્ષાયક અથવા ક્ષયોપશમ સમકીત ધારી તો અનેક સાવદ્ય કામ કરે કરાવે ભલો જાણે વેપાર વણજ સંગ્રામ, દગાઠગા પુત્ર પૌત્રાદીના લગ્ન અને કુળ રીતી કરે પણ જૈન આજ્ઞા બહારના

કામ જાણે છે તેમાં ધર્મ સમજતા નથી તેવીજ રીતે દેવલોકમાં દેવતા જૈન પ્રતિમા વીગેરે બત્રીશ ચીજો પુજે છે તે દેવલોકની રીત છે તે બધા દેવતાને કરવી પડે છે ગ્રહસ્થ આગમાંથી દ્રવ્ય કાઢી લાવે તેને પુર્વપચ્છા પુર્વપચ્છાત હીતકારી. સુખકારી, મોક્ષકારી (દરીદ્રનું મોક્ષ) અને ફળદાયક શાસ્ત્રોમાં કહ્યા છે તેવીજ રીતે પ્રતિમા પુજતા જાણવું જોઇએ કેમકે બંને જગ્યાએ એક સરખો પાઠ છે, પરંતુ જેને મોહ કર્મનો પુરો ઉદય છે તેને જૈનશાસ્ત્ર શસ્ત્રવટ પ્રણમે છે તે વીપરીત અર્થ કરી હિંસામાં એટલે જિનાજ્ઞા બહાર ધર્મ પરૂપે છે અને જીન વંદન વખતે અને ચારિત્ર લેવા વખતે પેચાપચ્છા પાઠ છે તે વાંચી સમજવું જોઇએ તે પરભવમાં હીતકારી છે. ન્યાયાશ્રયી અને જૈન આજ્ઞામાં ધર્મ સમજવાવાલા જૈન ધર્મી જૈન આજ્ઞા બહાર ધર્મ સમજે નહી તેને તો જૈન વચન એજ અર્થ અને પરમ અર્થ છે જૈન પરૂપિત ધર્મથી જેના હાડ અને હાડની મીંજી રંગાયલી છે એવા દ્રઢ સમકિત ધારી જીવ બહુ થોડા હોય છે તેજ સ્વામી શ્રી ભીખનજી ઢાલમાં ફરમાવે છે.

## ઢાલ સ્વામી શ્રી ભીખનજી કૃત

દ્રઢ સમકિતધર થોડલા, સમકિત વિના શિવદુર
ભવીયણ ભવ્ય જીવો તમે સાંભલો, પામે વીરલા
શૂર ।।ભવિયણ।। દ્રઢ સમકિત ધર થોડલા ।।૧।।
એ આંકડી

સમકિત સમકિત બોલ રહ્યા, મર્મ ન જાણે
કોય ।।ભ૦।।
જે ઘટ સમકિત પરગમે, તે ઘટ વિરલા હોય
।।ભ૦।। ।।૨।। દ્રઢ
જે ઘટ સમકિત રૂપીઓ, ઉગ્યો સૂરજસાર ।।ભ૦।।
તે ઘટ થયો ચાંદણો, નાશી ગયો અંધકાર
।।ભ૦।। ।।૩।। દ્રઢ

## ભાવાર્થ

દ્રઢ સમકિતધારી જીવ થોડા છે સમ્યકત્વ વગર મોક્ષ બહુ દુર છે માટે ભવી તમે માનો કે સમ્યકત્વ કોઇ વિરલા શુરવીર જ પામે છે. જગતમાં સમકિત સમકિત બધા કહે છે. પણ સમકિતનો મર્મ જાનતા નથી જે પુરૂષના હૃદયમાં સમ્યકત્વ પરગમી પરિતઃ સર્વંત રમી રહ્યું છે એવા કોઈ વીરલા હલુકર્મી હોય છે જેના હૃદયમાં સમ્યકત્વ રૂપ સુર્ય ઊગ્યો તેનો મિથ્યાત્વ અંધકાર દુર થાય અલોકીક પ્રકાશ થાય પણ. તેવા બહુ થોડા હોય છે ઉદાહરણ

## ઢાલ

સરસર કમળ ન નીપજે, વન વન અગર ન
હોય ।।ભ૦।।
ઘર ઘર સંપતી ન મળે, જન જન પંડીત ન
હોય ।।ભ૦।। ।।૪।। દ્રઢ

પહાડ પહાડ હાથી નહી, પોળ પોળ નહી પ્રસાદ
॥ભ૦॥
ફુલ ફુલ કસબો નહી, ફળ ફળ નહી મધુર સ્વાદ
॥ભ૦॥ ॥૫॥ દ્રઢ
બધી ખાણુમાં હીરા નહી, ચંદન નહી સર્વ
બાગ ॥ભ૦॥
રત્ન રાસિ જ્યા ત્યાં નહી, મણીધર નહી સર્વ
નાગ ॥ભ૦॥ ॥૬॥ દ્રઢ
બધા પુરૂષ શુરા નહી, સઘલા નહી બ્રહ્મચાર
॥ભ૦॥
નારી નહી સર્વ સુલક્ષણી, વીરલા ગુણુ ભંડાર
॥ભ૦॥ ॥૭॥ દ્રઢ
બધા પહાડ સોનાનાં નહી, કસ્તુરી નહી ઠામ ઠામ
સઘલી છીપ મોતી નહી, કેશર નહી ગામ ગામ
॥ભ૦॥ ॥૮॥ દ્રઢ
સઊને લબ્ધિ ન ઊપજે, બધા મુકિત ન જાત
॥ભ૦॥
સઘલા સિંહ ન કેશરિ, સાધુ નહી કીહાં જમાત
॥ભ૦॥ ॥૯॥ દ્રઢ
તીર્થંકર ચક્રવર્તની, પદવી મોટી પીછાણુ
॥ભ૦॥
સઘલા જીવ પામે નહીં,તેમ થોડા સમકીતી જાણુ
॥ભ૦॥ ॥૧૦॥ દ્રઢ

## ભાવાર્થ

બધા સરોવર દ્રહ તળાવમાં, કમળ નીપજતા નથી બધા વનમાં બગીચામાં, અગર સુગંધી ઝાડ થતા નથી સઘલા ઘરોમાં રીધ્ધી હોતી નથી, બધા માણુસ પંડીત હોતા નથી, ॥ભ૦॥૪॥ દ્રઢ ॥ બધા પર્વતોમાં હાથી હોતા નથી, સઘલા મોહલ્લામાં મહેલો હોતા નથી, બધા ફુળ સુગંધીત હોતા નથી, બધા ફળ મીઠા હોતા નથી ॥ભ૦॥૫॥દ્રઢ॥ બધી ખાણોમાં હીરા હોતા નથી, બધા વનમાં સુખડના ઝાડ થતા નથી, રત્ન રાસિ હરેક જગ્યા થતી નથી, મણીધર બધા નાગ હોતા નથી. ॥ભ૦॥૬॥દ્રઢ૦॥ બધા પુરૂષ શૂરવીર હોતા નથી, બધા બ્રહ્મચારી હોતા નથી ॥ભ૦॥ બધી નારી સુલક્ષણી હોતી નથી, વીરલા ગુણભંડાર બધા હોતા નથી ॥ભ૦॥દ્રઢ॥૭॥ બધા પહાડ સોનાના હોતા નથી, ઠામ ઠામ કસ્તુરી બધે મલતી નથી ॥ભ૦॥ બધી છીપમાં મોતી નીકલતા નથી, ગામ ગામમાં કેશર પાકતું નથી ॥ભ૦॥૮॥દ્રઢ॥ બધાને લબ્ધિ ઉપજતી નથી. બધા મોક્ષે જતા નથી ॥ભ૦॥ બધા સિંહ કેશરીસિંહ હોતા નથી, સાધુ કોઇના જમાઇ નથી ॥ભ૦॥૯॥દ્રઢ૦॥ તીર્થંકર ચક્રવર્તીની પદવી ઘણી મહોટી છે. ॥ભ૦॥ તે દરેક જીવ પામતા નથી તેમ સમકીત સર્વને થતું નથી ॥ભ૦॥ દ્રઢ

## ઢાલ

નવે પદાર્થ માંહલો, ઉંઘો સરધે જ્યો એક

॥ભ૦॥

તો પણ મિથ્યાત્વી અસલ, ભુલા ભરમ અનેક
॥ભ૦॥ ॥૧૧॥ દ્રઢા

## ભાવાર્થ

૧ જીવ–ચેતન લક્ષણ ૨ અજીવ–અચેતન લક્ષણ ૩ પુન્ય શુભ કર્મ, ૪ પાપ અશુભ કર્મ ૫ આશ્રવ–પુન્ય પાપનો કર્તા ૬ સંવર–અશુભ કર્મનો રોકતા ૭ નીર્જરા–અશુભ કર્મનો વીખેરતા આત્મ પ્રદેશને ઉજ્જ-વલ કરતા ૮ બંધ–શુભ અશુભ કર્મનો બંધ ૯ મોક્ષ શુભા શુભ કર્મનો સર્વત્ર છુટકારો આ નવ પદાર્થમાં આઠ બરાબર સરધે એક પદાર્થ શંકા સહીત સરધે તો પણ મિથ્યાત્વ છે અનેક જીવ ભ્રમમાં ભુલ્યા છે મિથ્યાત્વી દશ પુર્વથી થોડું ઓછું ભણી શકે છે પણ સમકત્વ સ્પર્શતુ નથી મીથ્યાત્વી રહે છે.

## ઢાલ

દશ મિથ્યાત્વ માંહીનો, બાકી રહે કદા એક
॥ભ૦॥
તોહી ગુણ ઠાણો પહેલો કહ્યો, સમજો લાવી વીવેક
॥ભ૦॥ ॥૧૨॥ દ્રઢ

## ભાવાર્થ

૧ જીવનો અજીવ સરધે તો મીથ્યાત્વ ૨ અજીવનો જીવ સરધે તો મીથ્યાત્વ ૩ ધર્મને અધર્મ સરધે તો મીથ્યાત્વ ૪ અધર્મને ધર્મ સરધે તો મીથ્યાત્વ ૫ સાધુને

અસાધુ સરધે તો મીથ્યાત્વ ૬ અસાધુને સાધુ સરધે તો મીથ્યાત્વ ૭ માર્ગને કુમાર્ગ સરધે તો મિથ્યાત્વ ૮ કુમાર્ગને માર્ગ સરધે તો મિથ્યાત્વ ૯ મુકિતને અમુક્તિ સમઝે તો મિથ્યાત્વ ૧૦ અમુકિતને મુકિત સરધે તો મિથ્યાત્વ આ દશ પ્રકારે મિથ્યાત્વ શ્રી ઠાણુાંગ સુત્રના દશમાં ઠાણુામાં ફરમાવ્યો છે તેમાંથી નવ બોલ સમા સરધે અને એક બોલ ઊલટો સરધે તો પ્રથમ ગુણુસ્થાને છે માટે ભવીજનો વીવેકથી ધર્મ સમજો.

ઢાલ

નવ તત્વ ઓલખ્યા વીના, પહેરે સાધુનો વેષ
સમઝ પડે નહી તેહને, ભારી થાય વિશેષ
॥ભ૦॥ ૧૩॥ દ્ર૦
લીધી ટેક છોડે નહીં, જુઠો કરે પક્ષપાત
॥ભ૦॥
કુગુરૂના ભરમાવ્યા, ઘણુા ડુબી જાત ॥ભ૦॥ ૧૪॥ દ્ર૦

ભાવાર્થ

નવ તત્ત્વ સમજ્યા વગર કોઇ મનુષ્ય સાધુનો વેશ પહેરી સાધુ બની જાય તેને સાધુના આચાર ક્રીયા શાસ્ત્રોના વચનની સમઝ પડે નહી ફકત વેષધારી દ્રવ્ય સાધૂ છે રજોહરણુ ચાદર પાત્રા વીગેરે સાધુનો વેષ અનંતીવાર લીધા અને ગૌતમ સ્વામી જેવી ક્રીયા મિથ્યાત્વપણુામાં કરીને ગ્રૈવેક કલ્પાતીત લગી અનંતીવાર જીવ ગયો પરંતુ મોક્ષ ફલ મળ્યું નહી મોહવશ મિથ્યા-

ત્વના રાગમાં જે ખોટો પક્ષ પકડયો છે તેને છોડી શકયા નથી તેનું કારણ કુગુરૂ સેવના છે નીતીશાસ્ત્રમાં કહ્યું છે.

મતિ દોંલાયતે સત્યં સતામપિ શતોભિરત્યાદિક જો કહા હે કી યહ સો આદમી જીસ વાત કો કહે ઊસ વકત સત્પુરૂષો કી મતિ યાને બુદ્ધિ દોલાયમાન યાને ચંચળ ચપલ બુદ્ધિ સે સમુદ્ર મેં ભ્રમણ કી તરેહ ભ્રમ મેં પડી સંસાર સમુદ્રમાં બહુ ડુબે છે તેનાથી નીકલવાનો માર્ગ ફકત શિવ માર્ગ છે તે કહે છે.

ઢાલ

દાન, શીલ, તપ, ભાવના, શિવપુર મારગચાર ॥ ભ૦ ॥
દાન સુપાત્ર જાણ્યા વિના, ન સરે ગરજ લગાર
॥ ભ૦ ॥ ૧૫ ॥ ૬૯

ભાવાર્થ

ચારીત્રના ભેદમાં ૧ સુપાત્ર દાન, ૨ બ્રહ્મચર્ય, ૩ ઉપવાસાદિ તપ, ૪ નીર્મલ શુદ્ધ ભાવના, આ ચાર શિવ માર્ગ મોક્ષ માર્ગ લોકોત્તર માર્ગ છે તેમાં પહેલો સુપાત્ર દાન, સુપાત્ર કોને કહેવા જે પ્રાણી માત્રને છ કાયાના જીવોને કોઈ પણ કારણુસર કોઈ પણ તરાહની બાધા ઉપજાવે નહી ઉપજાવવાવે નહિ ઉપજાવતાને ભલો જાણે નહિ. બીજું મૃખાવાદ કોઇ પણ કારણુસર કોઇ પણ તરાહથી જુઠું બોલે નહી બોલાવે નહી અનુમોદન કરે નહી. ૩ ત્રીજુ અદત્તાદાન કોઈ પણ કારણુસર કોઇ

પણ ચીજ સુજતી આપ્યા સિવાય લે નહિ લેવરાવે નહી અનુમોદન કરે નહી, ૪ ચોથું મૈથુન–કોઇપણ પ્રકારે કોઇપણ કારણુસર મૈથુન સેવે નહી સેવરાવે નહી સેવે તેને અનુમોદન કરે નહી. ૫ પરીગ્રહ કોઇપણ પ્રકારે કોઈપણ કારણુસર ક્ષેત્ર ઉઘાડી જમીન વથુ બાંધેલી જમીન હીરણ, ચાંદી, સુવર્ણ, સોનું ધન એટલે પૈસો ધાન્ય એટલે અનાજ દુપદ=બે પગા ચોપદ=ચાર પગા કુવીધાતુ=કોઇ પણ ધાતુના વાસણ નવ જાતનો પરીગ્રહ રાખે નહી રખાવે નહી રાખતાનો અનુમોદન કરે નહી ત્રણ કરણ ત્રણ જોગથી પાંચે આશ્રવ સેવે નહી સેવરાવે નહી સેવે તેને ભલો જાણે નહી તે સુપાત્રો ને દાન શું, કેવી રીતે, કંઇ ભાવનાથી આપવું અને આપવાથી શું ફલ થશે એ બાબત સમજ્યા વગર કંઇ પ્રાપ્ત થશે નહી માટે કહ્યું છે કે

### ઢાલ

નવ તત્વ સુધા ધારીયા છુટે દશ મિથ્યાત્વ ॥ભ૦॥
સમકીત આવે આ વીધે, માનો સુત્રની વાત
॥ભ૦ ॥૧૧॥ દ્રઢા

### ભાવાર્થ

પ્રીયવરો નવ તત્વ સુદ્ધ યથાર્થ સમજો દશ પ્રકારના મિથ્યાત્વ ત્યાગ કરો મિથ્યાત્વ ત્યાગવાથી સમ્યગ દર્શનનો લાભ થાય છે એવું સુત્રમાં કહ્યું છે તેમાનો

ઢાલ

દેવ ગુરૂ મીશ્ર માને નહી, મિશ્ર ન માને જીન
ધર્મ ॥ભ૦॥
આ ત્રણેને જાણે નિર્મલા, મટયો તેનો ભ્રમ
॥ભ૦ ॥૧૭॥ દ્રઢા॥

ભાવાર્થ

૧ દેવ ૨ ગુરૂ ૩ ધર્મ ત્રણે શુદ્ધ અર્થાત નિર્મલ ગુણ સહીત ૧ દેવ શ્રી અરીહંત સંપુર્ણ જ્ઞાન દર્શન ચારીત્ર વીગેરે ગુણ સહિતર ગુરૂ નિગ્રંથ સુધા સાધુ પાંચ મહાવ્રતધારી ૩ ધર્મ શુદ્ધ જીનાજ્ઞમય અહીંસા સંજમ તપાદિક ત્રણે હમેશ નિર્મલ છે ગુણ અવગુણ કરી મીશ્ર નથી સાવદ્ય નિર્વદ્ય કરી મીશ્ર નથી કદાપિ મીશ્ર થઇ શકતા નથી માટે કહ્યું છે કે

ઢાલ

સમકિત આજ્ઞા નિપજે, સાધુ શ્રાવકનો ધર્મ ॥ભ૦॥
શિવ રમણી જલદી વરો, તુટે આઠે કર્મ
॥ભ૦॥ ૧૮ ॥દ્રઢા॥
સમકિત વગર શુદ્ધ પાલિયો, અજ્ઞાનપણે આચાર ॥ભ૦॥
નવગ્રૈવેક ઉચો ગયો, નહી સરી ગરજ લગાર
॥ભ૦॥ ૧૯ ॥દ્રઢા॥

ભાવાર્થ

સમકિત પામવાથી સાધુ શ્રાવકનો ધર્મ થાય છે માટે ૧ સમ્યકત્વ ૨ ચારીત્ર બંને ધર્મ પામવાથી

મુકિત મળે છે અને આઠ કર્મ તુટે છે સમ્યકત્વ વિના શંજમની શુદ્ધ ક્રીયા પાલી જીવ નવગૈવેક સ્વર્ગે ગયો પણ કંઇજ ગરજ સરી નહી

ઢાલ

પાખંડીઓની સંગત કરે, જેને લોપી જીનવર આણ ॥ભ૦॥
સમકિત જાય શંકા પડયાં, નંદર મણિયાર જેમ
જાણુ ॥ભ૦॥ ॥૨૦॥ દ્રઢ

સમકીત પામી દ્રઢતા રાખવી બહુ દુર્લભ છે બાહીર ક્રીયા પાલવાવાલા વેષધારી દ્રવ્ય લીગી સમકિત રૂપી રત્નના લુટારા છે તે પાખંડીઓની સંગત કરવાથી સમ્યકત્વ રૂપ અમુલ્ય રીધીનો નાશ થાય છે પાખંડી-ઓની સંગત કરવાની આજ્ઞા નથી જે સમદ્રષ્ટી પાખં-ડીઓની સંગત પરીચય કરે છે તે જીનેશ્વરની આજ્ઞા લોપે છે તેનું પરિણામ ખરાબ આવે છે જીન વચનોમાં શંકા કંખા ઉત્પન્ન થાય છે અને સમકિત રહેવું દુર્લભ થાય છે જેમ નંદન મણિયાર પાખંડીઓની સંગતિથી સમકિત ગુમાવી તીર્જંચ ગતિ પામ્યો તેનો અધિકાર શ્રી જ્ઞાતા સુત્રના તેરમાં અધ્યયનમાં વીસ્તાર પુર્વક છે આ અવસર્પણીના ચોથા આરામાં મગધ દેશ રાજગ્રહી નગરમાં શ્રેણીક રાજા મહા પ્રતાપી ન્યાયશીલ રાજ્ય કરતો હતો રાજનગરીના ઇશાનખુણામાં નજીક ગુણશીલ બાગ હતો ત્યાં ભગવાન મહાવીર સ્વામી પધાર્યા તે રાજનગરીના બહુ લોક વાંદવા નમસ્કાર કરવા વ્યાખ્યાન

સાંભળવા ગયા નંદન શેઠ પણ ગયો ને ભગવાનની વાણી સાંભળી ભગવાને લોકાલોકના ભાવ પ્રકાશ્યા સંસારને અનિત્ય અસાર ફરમાવ્યો સાધુ શ્રાવકનો ધર્મ ઓળખાવ્યો નંદન શેઠ સાંભળી ઘણો ખુશ થઇ પ્રતિબોધ પામ્યો શ્રી ભગવાન પાસેથી શ્રાવકના બાર વ્રત ધર્મ અંગીકાર કરી ભગવાનને વંદના નમસ્કાર કરી પોતાને ઘેર આવ્યો પ્રિય ધર્મી અને દ્રઢ ધર્મી થયો સામાયક પોષા પ્રતિક્રમણાદિક શ્રાવક ધર્મ કરતો હતો ભગવાન વીહાર કરી જનપદ દેશ પધાર્યા પછી નંદન મણીયાર શ્રાવકને પાખંડી હીનાચારીઓની સંગતથી સમ્યકત્વના પર્યવો હીન થયા મિથ્યાત્વના પર્યવ વધ્યા જીન વચનોમાં શંકા કંખા ઉત્પન્ન થઈ એક દીવસ જેઠ મહીનામાં ત્રણ અપવાશ કરી પોષધશાલામાં પોષો કીધો રાત્રે ધર્મ જાગરણ કરતા અત્યંત પાણીની તરસ લાગી વીચાર કીધો કે કુવા, વાવ, તળાવ કરાવે તેને ધન્ય છે તે મનુષ્ય જન્મ સફળ કરે છે માટે સવારે સુર્ય ઉગે પોષો પારી શ્રેણીક રાજાને મોટો ભેટણો લઇ જાવુ રાજાની આજ્ઞા થાય તો રાજનગર બહાર ઇશાન ખુણામાં વૈભારગિરી પર્વત પાસે નંદા પુષ્કરણી વાવ ખોદાવુ એવો વિચાર કરી સુર્યોદય થતાં પોષો પાળી કીમતી ભેટણો લઇ રાજા શ્રેણીક પાસે જમીનની વાવ બનાવવાની પરવાનગી લઇ પોતાની મરજી મુજબ મોટો બાગ કરાવ્યો બાગની વચમાં નંદા વાવ કરાવી ચારે બાજુ ચાર મોટા મકાન કરાવી

ઘણા લોકોના આરામ માટે ૧ દવાખાનુ હોસ્પીટલ ૨ ભોજનશાળા, ૩ નહાવાની શાળા, ૪ દાનશાળા કરાવી ઘણાને સંસારી સાતા ઉપજાવી અનેક વૈદ રસોઇયા, નહડાવનારા, દાન આપનાર લાખો રૂપીયા ખર્ચી રાખવાથી લોકો નંદનની પ્રસંસા કરવા લાગ્યા નંદન જન્મ સાફળ માનવા લાગ્યા તે સાંભળી નંદન ઘણો ખુશી થતો એક દીવસ નંદન મણીયારના શરીરમાં સોળ પ્રકારના મોટા રોગ ઉત્પન્ન થયા અત્યંત વેદનાથી દુઃખી થયો અનેક વૈદ જોતીષી જંત્રમંત્ર કરનાર આવ્યા. દવા જોતીષ જંત્રમંત્ર ઉપચાર કર્યા રોગ સારો થયો નહી મરી ગયો પોતાની કરાવેલી વાવમાં દેડકો થયો મનુષ્ય જન્મ હારી તીર્યંચ થયો બગીચામાં વાવમાં લોકો આવે નંદનની પ્રસંસા કરે તે સાંભળી દેડકો નંદન કોણ છે તે વીચારે ઇહાયા કરવાથી દેડકાને જાતિ સ્મરણ જ્ઞાન થયું. પાછલો ભવ જોયો વીચાર કીધો કે કર્મ ગતિ વિચિત્ર છે. પહેલા હું નંદન મણીયાર હતો હાલ હું દેડકો તિર્યંચ છું. એક મોટો પ્રભાવીક બાર વ્રતધારી શ્રાવક પાખંડીયોની સંગતથી સમકિત દેશવ્રત ગુમાવી દેડકો થયો હવે બાર વ્રત લઇ તપસ્યા કરી કર્મ કાપી આત્મા કલ્યાણ કરૂં એમ વીચારી વ્રત ધારણ કર્યા. તપસ્યા કરવા લાગ્યો. છઠ્ઠ છઠ્ઠ તપસ્યા કરવા લાગ્યો અનેક કષ્ટ સહન કર્યા એક વખત રાજગ્રહી નગરીની બહાર ગુણશીલ બાગમાં ભગવાન શ્રી મહાવીર સ્વામી પધાર્યા

પર્ષદા વાંદવા ગઇ તે વાવ પાસે ભગવાન પધાર્યા એવું લોકોના કહેવાથી દેડકો ખુશી થયો વાવથી નીકલી ભગવાનને વાંદવા જતા રસ્તામાં શ્રેણીક રાજાના ઘોડાના પગ નીચે છુદાયો. જવાને અશકત થયો ત્યારે બાજુએ જઇ હું અપુન્યીયો અભાગીયો વીગેરે શુભ ભાવના ભાવતા ભગવાનને નમસ્કાર કરી વોચાર્યું કે પ્રભુ આપ સર્વજ્ઞ છો મને આપનું શરણું છે આપની સાક્ષીથી જાવ જીવ પર્યંત ચારે આહાર ભોગવવાના પચખાણ કરૂ છુ ચાર ગતિ ચોર્યાશી લાખ જીવા યોનીને ખમાવું છું. મરણ પામી પહેલા દેવલોકમાં દદુંર વીમાનમાં ચાર પલ્યના આયુષ્યવાળો દેવતા થયો દેવતાનુ આયુષ્ય અને ભવ ક્ષય કરી મહાવીદેહ ક્ષેત્રમાં ધનાઢયને ઘેર જન્મ લઇ બાળભાવ નિવૃત થઇ દીક્ષા લઇ કેવળ જ્ઞાન ઉપજાવી સકલ કર્મ ક્ષય કરી મોક્ષે જશે એ વિસ્તાર પુર્વક છઠ્ઠા અંગ શ્રી જ્ઞાતા સુત્રમાં છે ન્યાયાશ્રયી અને મોક્ષાભીલાષી જીવોએ વીચારવું જોઇયે કે નંદન મણીયારની સમકીત કેમ ગઇ ? સુત્રમાં પાખંડી હીણાચારીઓની સંગથી સમકિત ગઇ મિથ્યાત્વ આવ્યું સંસારી જીવોને દ્રવ્ય શાતા ઉપજાવવાથી જૈન ધર્મ થાય તો સમકીત જાય નહી અને નંદન મણીયાર તીર્યંચ દેડકાની ગતિ પામે નહી જૈન આજ્ઞા બહારના કામથી ધર્મ પુન્ય થતો નથી એક બીજાને ખાવું, ખવરાવવું, ખાતાને અનુમોદન કરવુ વીગેરે સાતા ઉપજાવવી સંસાર વ્યવહાર છે મોક્ષ માર્ગ નથી. શ્રી સુયગડાંગ

સુત્રના ચોથા અધ્યયન ચોથા ઉદેશામાં ફરમાવ્યું છે કે સાતા દિયા સાતા થાય એમ પરૂપણા કરવાવાલા આર્ય માર્ગથી જુદા, સમાધિ માર્ગથી વિમુખ, જન ધર્મની નીંદા કરણહાર, થોડા સુખને માટે ઘણા સુખના હારવાવાળા, અસત્ય પક્ષી, અમોક્ષનું કારણ, અને લોહ વાણીયાની માફક ઘણા ઝુરસી ફરમાવ્યા છે કહ્યું છે કે દાનની પ્રસંસા કરનાર પ્રાણી જીવોનો પ્રાણઘાત ઇચ્છવા વાલા અને ના કહેનાર, અંતરાય દેનાર છે તે માટે સુદ્ધ સાધુ વર્તમાન સમય મૌન રાખે એમ જીનેશ્વરે ફરમાવ્યું છે તેઓનો ઉપદેશ અને આદેશ ૧ જ્ઞાન, ૨ દર્શન, ૩ ચારીત્ર, ૪ તપ મોક્ષમાર્ગ શ્રી ઊત્તરાધ્યયન સુત્રમાં ફરમાવ્યા છે તેમજ કહે અને જીનાજ્ઞા બહાર ધર્મ નહી સમઝે તેનું નામ દ્રઢ સમકિત છે.

ઢાલ

કામદેવ અરણિક જેવા, શ્રાવક દશે વખાણ ॥ભ૦॥
દેવ ડગાયા ડગ્યા નહી, નિશંક રહ્યા દ્રઢ જાણ ॥ભ૦॥ ૨૧॥ દ્રઢ

હાડ મજજા રંગી જેહની, રૂચ્યા પ્રવચન સાર ॥ભ૦॥
અરીહંત વચન અંગી કરી, ધન્ય તેનો અવતાર ॥ભ૦॥ ૨૨॥ દ્રઢ

જ્ઞાન, દર્શન, ચરિત્ર, તપ વિના, ધર્મ ન જાણે
લગાર ॥ભ૦॥
એમ સાંભલ નરનારીઓ, મનમાં કરજો વીચાર
॥ભ૦॥ ૨૩॥ દુહ

## ભાવાર્થ

કામદેવ અને અરણુક વીગેરે દશે શ્રાવક ભગવંત શ્રી મહાવીર સ્વામીના પ્રીય ધર્મી અને દ્રઢ ધર્મી થયા છે તેઓનો અધિકાર શ્રી ઉપાશક દશા સુત્રમાં છે તેઓને દેવતાઓએ પરીક્ષા કરવા અનેક કષ્ટ આપ્યા ધર્મ છોડાવવા કોશીશ કીધી કોઇને છોકરાનો ઉપસર્ગ કીધો કોઇને સ્ત્રીનો ઉપસર્ગ દીધો પણ નિઃસ્નેહી દ્રઢ ધર્મી શ્રાવક હતા તે ધર્મથી ચલાયમાન થયા નહી અને મોહ અનુકંપા કરી નહી તેઓની પ્રસંસા ભગવાને પોતે કરી છે અને જે બચાવવા ઊભા થયા અને દેવ ગુરૂ સમાન મા ને મારવાવાલાને પકડવા ગયા તેનો પોષો વ્રત નેમ ભાગ્યા એમ શ્રી ઉપાશક દશા સુત્રમાં ફરમાવ્યું છે માટે હે મહાનુભાવો પક્ષપાત છોડી વીચારો કે સ્વામી શ્રી ભીખનજીએ મોક્ષ માર્ગ શ્રી જીનેશ્વર દેવે ફરમાવ્યો તેજ કહ્યો છે માટે હીનાચારીયોના બહેકાવવાથી સ્વામીજીની નીંદા ન કરો જો પોતાની ઉન્નતી કરવા ચાહો તો એકવાર સ્વામીજી કૃત ગ્રંથ, ઢાલ, સ્તવન, વાંચો, ભાવાર્થ સમજો, પાંચ આશ્રવદ્વાર અને અઢાર પાપસ્થાન સેવવાવાલા, સેવરાવવાવાલા સેવે

તેને અનુમોદન કરવાવાલાને ભગવાને એકાંત પાપ ફરમાવ્યો છે. હીંસા કરવામાં કદાપિ ધર્મ નહી જેવું પોતાને કષ્ટ થાય છે તેવું બીજા જીવોને દુઃખ થાય છે સંસારમાં ભગવાને છ પ્રકારના જીવ ૧ પૃથ્વી ૨ પાણી, ૩ અગ્નિ, ૪ વાયુ, ૫ વનસ્પતિ, ૬ ત્રશ જેમાં પાંચ કાયને મારી ફક્ત ત્રશ જીવોને સાતા ઉપજાવવામાં ધર્મ કહ્યો નથી કદાચ કોઇ કહે કે હમારા પરિણામ તો શાતા ઉપજાવવાના છે તે સારા છે પણ તેની ભુલ છે અજ્ઞાન છે જ્ઞાની પુરૂષોએ છએ કાયાને મારવામાં મરાવવામાં ભલું જાણવામાં એકાંત પાપ કહ્યું છે પુન્ય બંધ કહ્યો નથી એવું જ્ઞાન થવું જોઇયે જુવો વીરશાશન તા. ૧લી ડીસેમ્બર ૧૯૩૯ પાનુ ૧૪૩ શ્રી પદ્મવિજય મહારાજ ફરમાવે છે કે

ખાવત પીવત મોક્ષ જે માને
તે સરદાર સહુ જટમાં !

"પઢમાં નાણુ તવો દયાં" એટલે પહેલાં જ્ઞાન પછી દયા કહી છે એટલે પહેલા જીવ અજીવ પુન્ય પાપાદિ નવ પદાર્થોનું જાણપણુ જોઇએ જેવા અસંખ્ય પ્રદેશી જીવ ત્રશ કાયમાં છે તેવા અસંખ્ય પ્રદેશી જીવ સ્થાવરમાં છે જેમ કોઇ માનશ કોઇ માનશ ઉપર તલવાર મારી ગળું કાપે તે સમયે કહે છે કે મારા પરિણામ મારવાના નથી ફક્ત તલવારની પરિક્ષા કરવાના છે તો શું તે માનષને મનુષ્ય મારવાનું પાપ લાગશે તેમ કોઇ કહે હમારા પરિણામ એકેદ્રી જીવોને મારવાના નથી

ફક્ત ત્રશ જીવોને સાતા દેવાના છે તો શું જ્ઞાની પુરૂષ તેને સારૂ સમઝશે કદાપિ નહિ. શાસ્ત્રમાં કહ્યું છે કે "યહ નાણીણુંસાર જેણુ હિન્સહી કીંચીય" જ્ઞાન પામવાનો સાર એ જ કે કોઇ પણ જીવની કીચીત માત્ર હીંસા ન કરે ન કરાવે ન ભલું જાણે ન ધર્મ સમઝે જે કામમાં જીન આજ્ઞા હે તે જ કામ કરવામાં કરાવવામાં અને અનુમોદવામાં ધર્મ છે બાકી બધો સંસારી વ્યવહાર છે ધર્મ પુન્ય નહી એજ પરૂપણા સ્વામી શ્રી ભીખનજી છે.

## સ્વામી શ્રી ભીખનજી કૃત દોહરા

આજ્ઞા શ્રી અરીહંતની, નીર્વંદ્ય દાનમાં જાણ
સાવદ્ય દાનમાં સ્થાપીને, મુરખ માંડી તાણ ॥૧॥
મીશ્ર ધર્મ પરૂપીને, નહીં સુત્રનો ન્યાય
લોકોને નાંખે ફંદમાં, ખોટા હેતુ લગાય ॥૨॥
અવ્રત આશ્રવમાં કહ્યો, શ્રી જીન મુખથી આપ
સેવ્યા સેવરાવ્યા ભલો જાણીયા, ત્રણે કરણાં પાપ ॥૩॥
વ્રત ધર્મ શ્રી જીન કહ્યો, અવ્રત અધર્મ જાણ
મીશ્ર મુલ દીસે નહી, કરે અજ્ઞાની તાણું ॥૪॥

## ભાવાર્થ

પ્રીય વાંચનારાઓ જ્ઞાન આંખથી જુવો અરીહંત મહારાજની આજ્ઞા નિર્વંદ્ય દાનમાં છે સાવદ્ય દાનની આજ્ઞા નથી અને જ્યાં શ્રી અરીહંતની આજ્ઞા છે ત્યાં ધર્મ છે મુખો લોકો મલતી પરૂપના કરી સાવદ્ય દાન

સ્થાપે છે અને સાવધ દાન લેવા દેવામાં જીન પરૂપીત ધર્મ સમઝી રહ્યા છે કહે છે કે હિંસા થઇ અને આજ્ઞા બહાર કામ કરવાથી પાપ છે અને સાતા ઉપજાવી તે ધર્મ છે એ બંન્ને મળી મીશ્ર થયું એવી તરેહ ઉપદેશ આપી ભોળા લોકોને ભરમાવે છે અનેક દષ્ટાંત આપે છે પણ એ વીચારતા નથી કે લેવાવાલા અવ્રતી છે કે સર્વ વ્રતી છે ! જો અવ્રતી છે તો તેના દાન લીધાથી અવ્રત પુષ્ટ થશે અવ્રત સેવે છે અવ્રત સેવરાવવાવાલાનો ધર્મ થાય નહી શ્રી જીનરાજ અવ્રત આશ્રવ કહે છે. અવ્રતદ્વાર પાપનો બંધ છે અવ્રત સેવ્યા સેવ્યરાવ્યા ભલો જાણ્યા એકાંત પાપ છે તીર્થંકરોને વ્રત ધર્મ કહ્યો છે. અવ્રત અધર્મ કહ્યો છે પરંતુ વ્રત અવ્રત બે મળી મીશ્ર કોઇ જગ્યાએ કહ્યું નથી જેને વ્રત અવ્રતનું જ્ઞાન નથી તે મુર્ખ લોકના પક્ષમાં પડી ખોટી તાણ કરી ખોટી જીદ કરે છે જુવો ભગવાને અઢાર પાપ કહ્યા છે. તે થોડા પણ સેવવાવાલા સેવરાવવાવાલા ભલો જાણવાવાલાને ધર્મ નથી.

## ઢાલ

જીન ભાખ્યા પાપ અઢાર, સેવ્યાં નહી ધર્મ લગાર
શંકા નહી લાવ જયોએ, સાંચા કરી જાણજયોએ ॥૧॥
જો થોડો ઘણો કરે પાપ, તેહથી હોય સંતાપ
મીશ્ર નહી જીન કહ્યો એ, સમદ્રષ્ટિ સરધિયો એ ॥૨॥
કેઇ કહે અજ્ઞાની એમ, શ્રાવક પોષાં નાહી કેમ
ભાજન રત્ના તણો એ, નફો અતી ઘણો એ ॥૩॥

તેનો ન જાણે ન્યાય, તેને કેમ લાવી જે હાય
વાંધો ઘાલિયોએ, ઝગડો ઝાલિયોએ ॥૪॥
હવે સાંભળો ચતુર સુજાણ, શ્રાવક રતનાંની ખાણ
મતા કરી જાણજ્યો એ, ઉલટી નહી તાણજ્યોએ ॥૫॥

ભાવાર્થ

૧ પ્રાણાતીપાત=જીવહિંસા ૨ મૃષાવાદ=જુઠુ બોલવું ૩ અદત્તાદાન=ચોરી કરવી ૪ મૈથુન=કુશીલ સેવવું ૫ પરીગ્રહ=નવજાતનો પરીગ્રહ ૬ ક્રોધ=ક્રોધ કરવો ૭ માન=અભિમાન દર્પ કરવું ૮ માયા=કપટાઇ ધૂર્તતા કરવી ૯ લોભ=ધન વીગેરેની લાલસા ૧૦ રાગ=સ્નેહ મોહ કરવો. ૧૧ દ્વેષ=પારકાનું બુરૂ ચીતવવુ ૧૨ કલહ=લડવું ઝગડવુ ૧૪ અભ્યાખ્યાન=જુઠી વાર્તા કરવી ૧૪ પીસુન=ચાડી ખાવી ૧૫ પર પરિવાદ=પારકા અવગુણ કરવા ૧૬ રતિ રઅતિ=ગમતી ચીજો પર ખુશ થવુ ને અણગમતી પર નારાજ થવું ૧૭ માયા મૃખાવાદ=કપટ સહિ જુઠું બોલવું ૧૮ મિથ્યાદર્શન સલ્ય ખોટી સરધના એ અઢાર પાપ સેવવાથી કીચીંત ધર્મ નહી એ સત્ય જાણવું એમાં જરા શંકા નહી રાખવી આ અઢારે પાપમાંથી થોડા કે બહુ પાપ કરે તો સંતાપદાયક છે થોડો કરે થોડો દુઃખદાયક છે ઘણો કરે તો બહુ દુઃખદાયક છે પણ ઘણો કરે તે પાપ ને થોડો કરે તે

ધર્મ થઇ શકતો નથી જીનેશ્વરે ના કહી છે જો થોડુ પાપ કરવાથી વધારે ધર્મ થતો હોય તો થોડુ પાપ કરવું જોઇયે અને પાપ ને ધર્મ બંન્ને મળી મીશ્ર

થાય છે એમ સમ્યગ દ્રષ્ટી શરધે નહી કોઇ અજ્ઞાની કહે છે કે શ્રાવકને ચાર આહારોથી પોષવુ જોઇએ કેમકે રત્નની ખાણુ છે અથવા ભાજન છે ખવડાવવાથી બહુ નફો છે શ્રાવક ખાય ને વ્રત પચખાણુ કરે તે તે જમાડવા વાલાને તેનો ભાગ આવે છે માટે શ્રાવકને જમાડવામાં ધર્મ છે એમ કહે છે પણુ શ્રાવકે આહાર કર્યો તે અવ્રત છે અવ્રત સેવરાવવા વાલાને ધર્મ નથી એ વીચારતા નથી તે વ્રત કરે તે રત્ન છે અવ્રત સેવે તેને રત્ન નથી તેની પાશે વ્રત રત્ન છે અવ્રત રત્ન નથી એ વિચારવુ જોઇયે કહે છે કે

## ઢાલ

કોઇ ઝાડ બાગમાં હોય, આબ ધતુરા હોય
ફળ નહી સારખાએ, કરજો પારખાએ ॥૬॥
આંબાંથી મન લ્યાય, સિંચે ધંતુરો જાય
આશા મન અતિ ઘણીએ, કેરી લેવા તણીએ ॥૭॥
આંબો ગયો કળમાય, ધંતુરો રહયો દ્રઢાય
આવીને જુવે જયારે એ, આંખે પાણી પરે એ ॥૮॥
એ દ્રષ્ટાંતે જાણુ, શ્રાવક વ્રત આંબ સમાન
અવ્રત અળગી રહીએ, ધંતુરા સમ કહીએ ॥૯॥
સેવરાવે અવ્રત કોય, વ્રત સામુ જોય
તે ભુલા ભરમમાં એ, હિંસા ધર્મમાં એ ॥૧૦॥
અવ્રતથી બંધે કર્મ, તેમાં નહી નિશ્ચે ધર્મ
ત્રણે કરણુ સારખાએ, વિરલા કરે પારખા એ ॥૧૧॥

આંધા બંધાય કર્મ, ખવડાવ્યા મિશ્ર ધર્મ
એ જુઠ ચલાવિયોએ, મુરખ મન ભાવિયો એ ॥૧૨॥
મિશ્ર નહી સાક્ષાત, તે કેમ સરધીજે વાત
અકલ નહી મુઢ મેં એ, પડયા રૂઢ મેં એ ॥૧૩॥
પોતે નહી બુદ્ધિ પ્રકાશ, વળી લાગ્યો કુગુરૂ પાશ
નિર્ણય નહી કરે એ, તે ભવસાગર પરે એ ॥૧૪॥

## ભાવાર્થ

કોઇ બાગમાં આંબો અને ધંતુરો બે ઝાડ હતા તેના ફળ સરખા નથી મુર્ખ માનવ ધંતુરાના ઝાડને આંબો સમજીને રૂતુ વખતે મીથી કેરી લેવા પાણી પાયા કરે ત્યારે આંબાનુ ઝાડ સુકાઇ ગયુ ધંતુરો પ્રફુલિત થયો ધંતુરા પાશે આવી કેરી જોવા લાગ્યો એક પણ કેરી મળી નહી બહુ ઉદાશ થયો રડવા લાગ્યો આ દાખલાથી બુદ્ધીવાલા સમજી શકે કે શ્રાવકના વ્રત આંબા સમાન છે અવ્રત ધંતુરા જેવી છે વ્રતની આશાએ અવ્રત સેવરાવનાર ને વ્રત જેવી કેરી નહી મલે અવ્રત રૂપ ધંતુરો જે ખાવાથી જીવ કાયા જુદા થાય તે ઝેરી ફળ મળે અવ્રત સેવે સેવરાવે અનુમોદે તેને અશુભ ફળ કર્મનો બંધ થાય શ્રાવકને ત્યાગ તે વ્રત છે જે સાવદ્યકામના ત્યાગ છે તે વ્રત બાકીની અવ્રત છે પરંતુ બંન્ને મિશ્ર થતા નથી અવ્રતની સેવના તે પેહલો કરણ સેવરાવવું તે બીજે કરણને સેવ-નાનુ અનુમોદન એ ત્રીજુ કરણ છે જે કામમાં પહેલા

કરણુથી પાપ કર્મ લાગે છે તો બીજા કરણુથી પાપ કર્મ લાગે છે ત્રીજે કરણુ પાપ કર્મ લાગે છે ધર્મ નથી ખાવાવાલાને પાપ તો ખવરાવવાવાલાને પાપ અનુમોદન કરવાવાલાને પાપ છે ધર્મ નથી ખવરાવવાવાલાને ધર્મ છે એવી ખોટી પરૂપણા કરવી મુર્ખા અને ધર્મના અજાણુ લોકોને સારી લાગે છે તે નિબુદ્ધિઓને પોતાને અક્કલ નહી અને કુગુરૂ માન મોટાઇમાં બહેકાવી મિથ્યાત્વ શ્રદ્ધાની જાલમાં ફસાવી ભ્રમ ભ્રમણુ રૂપી કુવામાં નાંખે છે

## ઢાલ

સાધૂ સંગતિ પાય, સાંભળે એક ચિત્ત લગાય
પક્ષપાત પરીહરેએ, તો ખબર જલદી પડે એ ॥૧૫॥
આનંદ આદિ દેજાણુ, શ્રાવક દશે વખાણુ
તે પડિમા આદરીએ, ચરચા પાધરીએ ॥૧૬॥
જે જે કીધા ત્યાગ, લાવી મન વેરાગ
તે કરણી નીરમલીએ, કરીને પુરી રલીએ ॥૧૭॥
બાકી રહ્યો આગાર, અવ્રતમાં લાવ્યો આહાર
પોતાની જાતમે એ, સમજો એ વાતમે એ ॥૧૮॥
અવ્રતમાં આપે દાતાર, તે કેમ ઉતરે ભવપાર
માર્ગ નહિ મોક્ષનોએ, વવ્યહાર આ લોકનોએ ॥૧૯॥
આપનાર અન્ન શુદ્ધ થાય, પાત્ર અવ્રતમાં લાય
તે કેમ તારસે એ, કેમ પાર ઊતારશે એ ॥૨૦॥
ઉપાશક ઉવાઇઅંગ, વલિ સુયગડા અંગ
સુત્રથી ઉદ્ધરીએ, અવ્રત જુદી કરીએ ॥૨૧॥

જુનો શુદ્ધ મિથ્યાત્વ, તેને કેમ બેશેએ વાત
કર્મ ઘણા સહીએ, સમઝ પડે નહીએ ॥૨૨॥

ભાવાર્થ

નિર્લોભી નિગ્રંથ સાધુઓની સંગત કરી દાનનો અધીકાર પક્ષપાત છોડી સાંભળો ત્યારે સુપાત્ર અને કુપાત્ર દાનના ફળ સમજાશે જુવો આનંદ વીગેરે દશ શ્રાવકોએ પ્રતિજ્ઞા કરી કે ત્યાગ એ ધર્મ છે આગાર એ અધર્મ છે સાધુ માફક ગોચરી કરી આહાર પાણી પોતાની જાતમાંથી લાવી ભોગવતા તે અવ્રતમાં છે વૈરાગ ભાવથી તેનો ત્યાગ કરતા એ સંવર વ્રત છે દાતાર તેને અવ્રત સેવરાવતા હતા તેને વ્રત સેવરાવવાનો લાભ થાય નહી અને અવ્રત સેવરાવવાથી સંસાર સમુદ્રથી પાર ઊતરે નહી ઉપાસગ ઊવાઈ દશા સુત્ર અને સુયગડાંગ સુત્રમાં વ્રત અવ્રતનો ખુલાશો કહ્યો છે પણ ભારી કર્મી જીવ તે વાંચી સાંભળીને પણ સમજતા નથી.

ઢાલ

સુત્રની દે શાખ, શ્રી વીર ગયો છે ભાખ
સાંભળી નીર્ણય કરેએ, ભવ સાગર તરેએ ॥૨૩॥
આપી સુપાત્ર દાન, ન કરે મન અભિમાન
તે સંસાર ઓછો કરે એ, શિવ રમણી વરેએ ॥૨૪॥
જે દાનથી તર્યા અનંત, તે ભાખ ગયા ભગવંત
તે દાન ન જાણીયોએ, ન્યાય ન છાણિયોએ ॥૨૫॥
સાધુ સુપાત્ર હોય. દાતા સુજતો જોય
આહાર સુધ્ધા દીયોએ, તે લાભ માટો લિયોએ ॥૨૬॥

સાધુ સુપાત્ર સોય, દાતા સુજતો હોય
આહાર શુદ્ધ નહીએ, વહોરાયા નફો નહીએ ।।૨૭।।
કોઇ મળે મોટા અણગાર, દાતા અશુદ્ધ વિચાર
અસણાદિક શુદ્ધ સહીએ, વહોરાયાં નફો નહીએ ।।૨૮।।
મલે કુપાત્ર કોય, દાતા અંન શુદ્ધ હોય
પતિલાભ્યાં તરે નહીએ, સુત્રમાં એમ કહ્યું એ ।।૨૯।।
લાવો મન વિવેક, ત્રણેમાં શુદ્ધ નહી એક
પતિલાભ્યાં ધર્મ નહીએ, શ્રીજીન મુખથી કહીએ ।।૩૦।।
દાતા અન પાત્ર વિચાર, ત્રણે અશુદ્ધ નિહાર
તો ધર્મ ન કહે જતીએ, જુઠું જાણો મતિએ ।।૩૧।।

ભાવાર્થ

જીન ભાષીત આગમોમાં ઠામ ઠામ શ્રી વીર પ્રભુએ ફરમાવ્યું છે કે સુપાત્રને નીર્દુષણ દાન આપવું એ શિવ માર્ગ છે. બાકી લોકિક દાન આપવું મુકિતમાર્ગ નથી. લજ્યાદાન, ભયદાન, વગેરે દશ પ્રકારના દાનનો અધિકાર શ્રીઠાણુંાંગ સુત્રના દશમાં ઠાણુંાંગમાં છે તેમાં અભયદાન, સુપાત્રદાન, જ્ઞાનદાન એ ત્રણે ધર્મદાનના ભેદ સંસાર સમુદ્રથી તરવાના ઉપાય છે એકેન્દ્રી મારી પંચેન્દ્રી પોષવામાં કદાપી ધર્મ નહી છ કાયાની વીરાધના કરે તે સુપાત્ર નહી જીવ હીંસા કરે જુઠુ બોલે, ચોરી કરે, મૈથુન સેવે, પરીગ્રહ રાખે તે સુપાત્ર નહી, સુપાત્ર તો તે છે જે એકંદ્રી આદી છ કાયાને ન મારે જુઠુ ન બોલે ચોરી કરે નહી મૈથુન સેવે નહી પરીગ્રહ રાખે નહી પાંચે આશ્રવ ત્રણ કરણ

ત્રણ જોગથી મન વચન કાયાથી સેવે નહી સેવરાવે, નહી સેવે તેને અનુમોદે નહી તે સુપાત્ર તેને નિર્દોષ ઉચિત્ત દાન આપવામાં ધર્મ છે જૈન સાસ્ત્રોમાં એવોજ અધિકાર છે એવાજ દાનમાં ધર્મ છે સુપાત્ર દાન આપી અભિમાન કરવો નહિ તે સંસાર ઘટાડે છે શ્રી વિપાક સુત્રમાં સુબાહુ કુમાર આદિ દશ જણાએ શુદ્ધ સાધુ નિગ્રંથ નિર્લોભી મહાત્માઓને દાન આપી સંસાર ઘટાડયો મહાપુન્યો પાર્જન કીધુ છે સુપાત્ર દાન આપી અનંતાજીવ સંસાર સમુદ્ર તર્યા છે પાત્ર શુદ્ધ સાધુ મુનિરાજ, દાતાર આપનાર શુદ્ધ નિર્દુષણ હેવા-વાલા અને વિત એટલે અશણાદિક ચાર અહાર સુદ્ધ સાધુને નિમિત્ત કરેલુ નહી સચિત્તા દિકનો સંગ નહી એમ ત્રણે સુદ્ધ જોગ મળવાથી લાભ થાય છે ત્રણેમાંથી એક અશુદ્ધ હોય તો કંઇ ફાયદો નહીં ન્યાયાશ્રયી જ્ઞાનદ્રષ્ટિથી જુવો સમદષ્ટિ જીન આજ્ઞા બહાર ધર્મ સમજે નહી જીન આજ્ઞા બહાર બાહાનમાં ધર્મ સમજે નહી.

મહાનુભાવો ક્રોધાદિચાર કષાય રહીત પક્ષપાત રહીત જુવો કે હિંસાદિ પાંચ આશ્રવદ્વાર સેવાવાલા સેવરાવવાવાલા અને સેવતા ભલા જાણવાવાળામાં સાર જાણવામાં શ્રી જીનપ્રણીત ધર્મ બીલકુલ નથી હીણાચારી અને નિંદ-કોના કહ્યાથી શુદ્ધ સંજમ પાલવાવાલા સાધુ સાધ્વીની નીંદાકરો નહી બધા જીવોથી મૈત્રી ભાવ રાખો એ જ પરમ ધર્મ છે. ક્રોધ કરવો, લડવું, ઝગડવુ, ખોટા આળ

મુકવા, અને ધર્માત્માઓથી દ્વેષ વીગેરે કામોથી મહાપાપ કર્મ બંધાય છે ક્ષમા શીલ સંતોષ કરવો ધર્મ છે આપનાથી વ્રત ન બને તો પાલવાવાલો ઉપર દ્વેષ રાખે તેને ભગવાને શ્રી આચારંગ સુત્રમાં બમણા મુર્ખ ફરમાવ્યા છે. માટે સંસાર સમુદ્રથી તરવુ હોય તો અનાદિકાલથી જીવ આઠ કર્મ થીલિપ્ત છે તેનાથી જુદા થઈ સ્વસત્તા પ્રગટ કરવી અદેખાઇ અને દ્વેષ છોડી એકવાર સ્વામી શ્રી ભીખાનજી કૃત ગ્રંથ વાંચો શ્રી વીરપ્રભુ ને સર્વજ્ઞ માનો છો તેઓના વચન પર આસ્થા છે તો તેઓના વચન અંગ ઉપંગ સુત્ર છે તે શુદ્ધ સાધુઓ પાસે સાંભળો, ટીકાકારો, ચુર્ણીકારો ટબ્બાકારોએ જો અર્થ સુત્રથી મલતા કહ્યા છે તે સત્ય સમજો પરંતુ કોઇ જગ્યા સુત્રથી વીપરીત અર્થ કર્યો છે તે સત્ય સમજી હીણાચારની પુષ્ટી કરો નહી જન ધર્મ જીન આજ્ઞામાં છે જ્યાં જીન આજ્ઞા નથી ત્યાં અધર્મ છે તે અધર્મના કામથી એકાંત પાપનો બંધ છે સુત્રમાં ઠામ ઠામ વ્રત ધર્મ તેના બે પ્રકાર ૧ શ્રમણ ધર્મ ૨ શ્રાવક ધર્મ સાધુ ધર્મ પાંચ મહાવ્રત શ્રાવક ધર્મ બાર વ્રત છે પણ શ્રાવક ધર્મ વ્રત અવ્રત બંન્ને છે એમ કેઇ જગ્યાએ કહ્યું નથી જેવો શ્રાવક ધર્મ બાર વ્રત રૂપ જીનેશ્વરે ફરમાવ્યો તેવો જ શ્રાવક ધર્મ શ્રી ભિક્ષુ સ્વામીએ ઓળખાવ્યો છે, માટે બાર વ્રત આરાધો અને સાધુ ધર્મ આરાધવા ઇચ્છા રાખો માત્ર હીંસામાં ધર્મ સમજવાથી શ્રાવક માત્ર કહેવાવાથી શ્રાવકનું પાંચમુ

ગુણસ્થાન મળે નહી. લી. આપનો હિતેચ્છુ ને ગુણવાનોનો દાશ શ્રાવક જવેરી ગુલાબચંદ લુણિયા જેપુર.

## શ્રાવકના બાર વ્રત

### દોહરા

પાંચ અણુવ્રત પરવર્યા, ત્રણ ગુણવ્રત સાર
શીવ્રખાત ચારે, તેહનો કરો વીચાર ॥૧॥
પહેલા મેં હીંસા તજે બીજે જુઠ પરીહાર
ત્રીજે અદત્ત ચોથે મૈથુન, પાંચમે તજે ધનસાર ॥૨॥
પહીલો ગુણવ્રત દીક્ષાતણું, બીજે ભોગ પચખાણ
ત્રીજે અનરથ પરીહરે, એ ત્રણ ગુણવ્રત જાણ ॥૩॥
સામાયક પહેલો શીખા, બીજો સંવરજાણ
ત્રીજો પોષધ કહીયે, ચોથો સાધુને દાન ॥૪॥
આ બાર વ્રત તણો, કહીએ છે વીસ્તાર
ભાવ ધરી ભવીયણ સુણો, મનમે; લાવી વીચાર ॥૫॥

## પહેલું વ્રત

### ભાવાર્થ

શ્રાવકના બાર વ્રત છે જેમાં પાંચ અણુવ્રત ત્રણ ગુણવ્રત ને ચાર શિખાવ્રત છે પાંચ અણુવ્રત એટલે સુક્ષ્મ થોડા વ્રત છે જે જે ભાગે ત્યાગ કરે તે આગાર સહિત છે તે માટે અણુવ્રત એટલે દેશવ્રત શ્રાવકને અને સર્વવ્રત સાધુને પાંચ મહાવ્રત મન, વચન કાયા ત્રણ જોગથી કરવું કરાવવું અને અનુમોદવા ત્રણ કરણ છે તેના ઓગણપચાસ ભાંગા થાય છે જે જે ભાંગે

ત્યાગ શ્રાવક કરે તે દેશ વ્રત છે આગાર રાખે તે અવ્રત છે અણુ કહેતા છોટા વ્રત છે તે પાંચ પ્રકારે ૧ અહીંસા, ૨ સત્ય, ૩ અદત્ત ગ્રહણ નિવર્તન ૪ બ્રહ્મચર્ય ૫ પરિગ્રહ આ પાંચ અણુવ્રત છે,

૧ દિશિમર્યાદા ૨ ભોગ ઉપભોગ પરિહાર ૩ અનર્થ દંડ નિવૃત્તી એ ત્રણ પાંચ અણુવ્રતને ગુણદાયક હોવાથી ગુણવ્રત છે.

૧ સામાયક ૨ કાલની મર્યાદા સહિત પાંચ આશ્રવનો ત્યાગ તે સંવર ૩ પોષધ—એહોરાત્રિ પ્રમાણપાંચ આશ્રવના ત્યાગ ૪ અતિથી સંવિભાગ વ્રત તે શુધ સાધુ નિગ્રંથને શુદ્ધ દાન ચૌદ પ્રકારનું આપવું તે શીખાવ્રત છે આ ચાર શીખાવ્રત સર્વ મળી બાર વ્રતનો વિસ્તાર અક્કલવાલા વિચારે.

## ઢાલ

જીન ભાખ્યા પાપ અઢાર એ રાજ
શ્રાવકના વ્રત બાર, પાલે નીર અતીચાર
તેહ દુર્ગતી નહી પડેએ, ભવસાગર તરેએ ॥૧॥

## ભાવાર્થ

ઉપરના શ્રાવક બાર વ્રત અતી ચાર રહીત પાલવાવાલા દુર્ગતિમાં જતા નથી અને સંસાર સમુદ્ર તરે છે ॥૧॥

પહોલોં વ્રત એમ જાણુ, તેમાં હીંસાના પચખાણુ
હીંસા ત્રશ તણીએ, બીજે થાવર ભણીએ ॥૨॥

### ભાવાર્થ

શ્રાવકનું પહેલું વ્રત હિંસા કરવાના ત્યાગ કરે તે હિંસા બે પ્રકારની ૧ ત્રસની ૨ થાવરની, ત્રશની હિંસા ચાર પ્રકારની ૧ બેઇંદ્રીની ૨ તેરીદ્રીની ૪ ચૌઇંદ્રીની ૪ પાંચ ઇંદ્રી જીવોને ત્રણુ કરણુ ત્રણુ જોગથી નાશ કરવો અને સ્થાવર હિંસા પાંચ પ્રકારની ૧ પૃથ્વી ૨ પાણી ૩ અગ્નિ ૪ વાયુ ૫ વનસ્પતિ પાંચ પ્રકારના જીવોને ત્રણુ કરણુ ત્રણુ જોગથી પ્રાણુનાશ કરવો એ બંન્ને પ્રકારની હિંસાના શ્રાવક જેટલા જેટલા ત્યાગે તે પેહલું વ્રત છો॥૨॥

### ઢાલ

રહેતા ગૃહસ્થાવાશ, હીંસા થાય તાસ
આરંભ વીન કરે એ, પેટ કેમ ભરે એ ॥૩॥

### ભાવાર્થ

ત્યારે ગૃહસ્થે કહ્યું કે હું ગૃહસ્થાશ્રમમાં રહેતા હેંસા આરંભ વિના પેટ કેમ ભરીયે માટે ॥૩॥

### ઢાલ

કરૂ ત્રશ તણા પચખાણુ, સ્થાવરનો પરિમાણુ
ભેદ ત્રશ તણા એ, જ્ઞાની કહ્યા ઘણા એ ॥૪॥

## ભાવાર્થ

ત્રશ જીવોને મારવાના ત્યાગ અને સ્થાવરનો પ્રમાણ ઉપરાંત મારવાના ત્યાગ કરૂ પરંતુ હે ગુરૂજી ત્રશ હિંસાના અનેક ભેદ જ્ઞાની મહારાજે ફરમાવ્યા છે ૧ અપરાધીને ૨ નીરઅપરાધી ॥૪॥

## ઢાલ

કોઇ મને ઘાલે ઘાત, મારો અપરાધી સાક્ષાત
ખમતા દોહીલોએ, નહી મન સોહીલોએ ॥૫॥
ખાતર દે ને લેજાય, અથવા લુટે આય
ખુન કરે જયારે એ, પચખાણુ નહી ત્યારે એ ॥૬॥

## ભાવાર્થ

સર્વથા ત્રસહિંસાના ત્યાગ મારાથી થઇ શકે નહી કેમકે કોઇ જીવ મને મારે અથવા મારો અપરાધ કરે તો મારાથી ખમાય નહીં ક્ષમા કરવી સહજ નથી ॥૫॥

મારૂ ધન ચોર મકાનને ખાતર પાડી લઇ જાય અથવા લુટી જાય અથવા ખુન કરે તો તેને મારવાના મને ત્યાગ નહી કારણુ કે એવી દ્રઢતા નહી ॥૬॥

## ઢાલ

વિન અપરાધી હોય, તેની હિંસા હોય
મારે જાણુતાંએ, વળી અજાણુતાં એ ॥૭॥

## ભાવાર્થ

નિર અપરાધી જીવની હિંસા બે પ્રકારે એક જાણુતા બીજી અજાણુતાં કદાચ અજાણુતાં આગાર રાખી ત્રસ હિંસાના ત્યાગ કરૂ તો પણ નિર્વાહ થવો કઠણુ છે ॥૭॥

## ઢાલ

મારે અનાજ જોખવાનું કામ, ગાડી ચઢી જાવું ગામ
ખેતી હળ ખેડુએ. સુડ નિનાણુ કરૂએ ॥૮॥

ત્યાં બહુ જીવ હણાય, કેમ પાલુ મુનિરાય
નહીં સઝે ઇસોએ, ગ્રહસ્થવાસે વસ્યોએ ॥૯॥

આકુટીની વીધીએ સ્વામ, જીવ મારવાનો કામ
વ્રત છે જાણુતાંઓ નહી અજાણુતાં એ ॥૧૦॥

## ભાવાર્થ

મારે અનાજ જોખવાનુ કામ તેમાં એયળ ભુડ વીગેરે ગણા ત્રસ જીવોની હિંસા થાય અથવા ગાડી ગાડા વીગેરેમાં બેસી ગામ જાવું તેમાં ઘણી જીવ હિંસા થાય અને ખેતીના વખતે હળ ચલાવતા અથવા સુડનીનાણી અર્થાત ધાન્ય સિવાય ઘાસ વીગેરે ખોદતા કીડા વીગેરે ત્રસ જીવોની હીંસા થાય ॥૮॥ માટે અજાણુ હિંસાના ત્યાગ કરતો નથી કેમકે ગૃહસ્થાવાસમાં વસ્યો છું ॥૯॥ મારવાની બુદ્ધિએ કરી નીર અપરાધી ત્રશ જીવોને મારવાના જાણુપણે પચખાણુ કરૂ છું. ॥૧૦॥

ઢાલ

મારે એવડી ઇરીયા નાહીં, ચાલુ અંધારા માંડી
વસ્તુ જોવું પુંજું નહીએ, લેવું, મુકું સહીએ ॥૧૧॥

ભાવાર્થ

મારે ઇરીયા સુમતી પુરતી નથી હુ અંધારામાં ચાલુ વસ્તુ લેતાં મુકતા જોવું પુંજું નહી તેના શોગંદ નહી ॥૧૧॥

ઢાલ

થાપ લાઠીના નેમ, મારાથી ચાલે કેમ
ચોપદ હાંકણુએ, બે પગા હટકણુએ ॥૧૨॥
એમ કરતાં જીવ મરાય, જીવ કાયા જુદા થાય
હણુવા બુદ્ધિ નહી કરીએ, વિણુ બુધ્ધે મરીએ ॥૧૩॥

ભાવાર્થ

થાપડ લાંકડી મારવાના પચખાણુ મારાથી નીભે નહી કારણુ કે ચાર પગા જાનવરો હાંકવા બે પગવાલા દાસ દાસી પુત્ર પુત્રાદિ કુટુંબને શિક્ષાનું કામ પડે તો મારવા પીટવામાં હિંસા થઇ જાય તેથી નીભી શકે નહી ॥૧૨॥ ॥૧૩॥

હણુવાને બુદ્ધે હોય, જીવ ન મારૂ કોય
સ ઉપયોગ કરીએ, એવી વીગત ધરીએ ॥૧૪॥
હીંસાના પચ્ચખાણુ, મે કીધા પરીમાણુ
જાવ જીવ કરીએ, કરણુજોગ કરીએ ॥૧૫॥

ધન્ય જે લે વેરાગ, જેને સર્વ હીંસાના ત્યાગ
થાવર તણી એ, અનુકમ્પા ઘણીએ ॥૧૬॥

હુ ગ્રહસ્થ છુ મુનીરાજ, મારે આરંભથી કાજ
અવ્રત બહુ ઘણીએ, ત્રશ થાવર તણીએ ॥૧૭॥

ધન ધન સાધુ મુનીરાય, તે સુમતે સુમતા થાય
જીવે જહાં ભણીએ, નહી ચુકે અણીએ ॥૧૮॥

ધીગ ધીગ ગૃહસ્થાવાસ, મારે મોટો પડીયો પાશ
હીંસા થાય ઘણીએ, તેહ નહી હીત મોભણીએ ॥૧૯॥

જ્ઞાનાદી અંકુસ લ્યાય, મનમેં આણી ઠાય
હીંસા ટાલસ્યુંએ, દયા પાલસ્યુએ ॥૨૦॥

ધન ધન સાધુ શુર, જેને લફરા કીધા દુર
એવી રીતે મારા પ્રતેએ, ખાતો નહી ખતેએ ॥૨૧॥

## ભાવાર્થ

મારવાની બુદ્ધિ એકરી નિર અપરાધી ત્રસજીવ સ ઉપયોગે જાવજીવ જીવ મારૂ નહી તે ત્રણકરણ ત્રણ જોગથી તેના ઉગણપચાસ ભાગા થાય છે તેમાં જે જે ભાંગે ત્યાગ કીધા તે પહેલુ અણુવ્રત છે ત્યાગ નથી તે અવ્રત આશ્રમ છે છે ॥૧૪॥ ॥૧૫॥

ધન્ય છે જે આદમી ત્રણ કરણ ત્રણ જોગથી વૈરાગ્ય લાવી દીક્ષા લે છે ત્રશ થાવર જીવોની દયા પાળે છે કોઈપણ જીવની વીરાધના કરતો નથી તે મહા રૂષિયોનો જન્મ સફળ છે ॥૧૬॥

હુ ગ્રહસ્થા વાસમાં હે મુનીરાજ વસુ છુ મારે ઉઠતા બેસતા સુતા ખાતાપીતા આરંભથી જ કામ છે. ત્રશાથાવરની અવ્રત ઘણી છે. ॥૧૭॥

ધન્ય છે સાધુ મુનિરાજ તે પાંચ સુમતિ ગુપ્તિ પાંચ મહાવ્રત જીવે ત્યાંસુધી પાલે છે જરાપણ ચુકતા નથી તેઓયે ને ધન્ય છે. ॥૧૮॥

ગૃહસ્થાવાસને ધીકકાર છે અનિત્ય ગૃહસ્થા વાશમાં વસી રહયો છુ સ્વાર્થીના નાપોષણુ સ્વકુટુંબીયો માટે ત્રશ સ્થાવર જીવોની હિંસા કરવી પડે છે તે મને દુઃખદાયક છે, ॥૧૯॥

જ્ઞાનાદિક અંકુશથી મન રૂપી હાથી ને ઠેકાણે લાવી જે દહાડે સર્વથા પ્રકારે હિંસા ટાળીશ તે દીવસ ધન્ય છે હાલ ફકત સ્થાવર અને ત્રશ જીવોની હિંસા મર્યાદ ઉપરાંત ટાળી દયા પાલસ્યુ તે મારે દેશવ્રત છે આગાર રાખ્યો તે અવ્રતા આશ્રવ છે જહાં તક બને ત્યાં સુધી દયા પાલીશું ॥૨૦॥

સાધુ મહાત્મા શુરવીર પુરૂષો મોહ પ્રવૃતિ તોડી સર્વપ્રકારની હીંસા છોડી છે તેમ મારાથી થઇ શકતુ નથી ॥૨૧॥

## દોહરો

બીજો વ્રત શ્રાવક તણો, કરે જુઠ પરીમાણુ
ત્યાગે, ખોટો જાણને, પાલે જીનવર આણુ ॥૧॥

જુઠા બોલા માનવી, નહી જેની પરતીત
મનુષ્ય જન્મારો હારીને, નરકમાં થાય ફજીત ॥૨॥

### ભાવાર્થ

અસત્ય જુઠુ બોલવાના મર્યાદ ઉપરાંત ખોટું જાણી ત્યાગ કરે તે શ્રાવકનું બીજુ વ્રત છે આગાર રાખે રખાવે ભલો જાણે જુઠુ બોલે બોલાવે બોલતાને સારૂ સમજે તે અવ્રત આશ્રવ છે તેનાથી પાપ કર્મનો બંધ પડે છે માટે અસત્ય બોલવુ મહા ખરાબ અને નીચ કામ છે એમ સમજી શ્રીજીનેશ્વરની આજ્ઞા માફક સત્ય વચન બોલે ॥૧॥

જુઠુ બોલનાર માનસ કદાચ સાચુ બોલે તો પણ કોઇ તેનો ભરોશો કરે નહી મનુષ્ય જન્મ ગુમાવી નરકના દુઃખ સહન કરે છે ॥૨॥ માટે સદગુરૂ કહે છે કે.

### ઢાલ

જુઠ તણા પચખાણ, નાનો મોટા જાણ
પચખે મોટકાએ, કોઈ એક છોટકાએ ॥૧॥

છોટી ન બોલુ કેમ, મારે ગ્રહસ્થા વાસથી પ્રેમ
વેપાર સોદા કરૂ એ, મનમાં લોભ ધરૂએ ॥૨॥

મોટા પાંચ પ્રકાર, તેહના કરૂ પરીહાર
વ્રત કરૂ એવો એ, મારાથી નીભે તેવોએ ॥૩॥

કન્યાલી ગોવાલી જાણ, ત્રીજી ભુમી પીછાણ
થાપણ મોસો કરીએ, ખોટી સાખ ભરીએ ॥૪॥

કન્યાના ભેદ અપાર, કરવા સોગંદ વીચાર
વરશમાં છોટકીએ તેને કહીએ મોટકીએ ।.૫।।

ઘેલી મુગી હોય, વળી આંખ ન બે હોય
કાણી બામણીએ, આંખો ચીપણીએ ।।૬।।

કોળી કોડાલી નાર, કાને ન સાંભળે લગાર
ઠુઠી પાંગલીએ, બોલે બોબડીએ ।।૭।।

રોગ ઘણા શરીરમાય, જીવવાની આશા નહી કાંય
બોલા જવરો, તેજ રોએ, આવે એકાંતરોએ ।।૮।।

## ભાવાર્થ

જુઠું બે પ્રકારે છે નાનું ર મોટુ જે બોલવાથી રાજ્ય દંડે લોક ભાંડે તે બંન્ને બોલવાના ત્યાગ કરે છે મોટા જુઠ બોલવાના ત્યાગ કરે ।।૧।।

ગ્રહસ્થ કહે નાનુ જુઠ વેપારમાં લોભ છે માટે બોલવું પડે છે તેનો ત્યાગ કરી શકુ નહી ।।ર।। મોટા જુઠના પાંચ પ્રકાર છે તેના મારાથી નિભે તેવા ત્યાગ કરૂ છું. ।।૩।।

૧કન્યાલી=કન્યા માટે ર ગોવાલી-ગાય ભેશ દૂધવાળા જાનવર માટે ૩ ભુમિ-જમીન મકાનની પેદાશ માટે ૪ થાપણમોસો-અનામત ચીજ ખાઇ જવી ૫ ખોટી શાક્ષી-જુઠી સાક્ષી ।।૪।।

પાચ પ્રકારના જુઠ કહ્યા છે કન્યા નાની ઉમરની હોય મોટી ઉમરની કહે ઘેલી, મુગી, આધલી, કાણી

માંજરી, આંખચીપણી, કાલી, કોડવાલી, બહેરી, ઠુંઠી, પાગલી બોબડી, મહારોગીલી, જીવીતંશા, એકાંતરો, બે આંતરો તેજરો તાવ આવતો હોય ક્ષય, રકતપિત, કોડ દુર્ગંધવાલો કુબરી. ઠીંગણી, બાંરી, વાંકીજોવાવાલી, વામની, આંખ બીયામણી, નીચ વંશની, જેની જાત જાણુતા હોય નહી જેની કોઇ શાખ પુરે નહિ તેવી હોય ન હોય તેવી કન્યાઓને સારી માઠી કહેવી વીગેરે અસત્ય બોલવુ નહી જેવી હોય તેવુ બોલવુ કાર્ય વશ ઝુઠુ બોલવુ પડે ત્યાં ત્યાગ કરવાવાલા કદાપિ ઝુઠુ બોલતા નથી. ॥૫થી ૧૩॥

## ઢાલ

વળી રોગ છે ખેન, જીવન પામે ચેન
રકતપીત તણીએ, દુર્ગંધ અતી ઘણી એ ॥૯॥
કુબડી બુધી હોય, બારી વાકી જોય
છોટી બાફણીએ, આંખ ભાંમણીએ ॥૧૦॥
હીણુ વંશની હોય, તેની જાત ન જાણે કોય
આ તો જાય જયાંએ, શાખ ન ભરે ત્યાંએ ॥૧૧॥
રૂપ રોગને ખોડ, વળી વરસ દે તોડ
અછતો નહી ભાખણોએ, હોય તેમ દાખણોએ ॥૧૨॥
આ બોલનો શ્વામ, આવી પડે કોય કામ
ઘર મંડાય જયાંએ, જુઠ ન બોલુ ત્યાંએ ॥૧૩॥

મશ્કરી ઠઠ્ઠા કાજ, મારે પચખાણ નહી મુનીરાજ
ચાલતા દોહીલો એ, નહો મને સોહીલોએ ॥૧૪॥
ઇત્યાદીક પરીમાણ, એ કીધા પચખાણ
એમજ પુરૂષ તણીએ, કન્યા પણ ભાખણીએ ॥૧૫॥
એમજ ગોવાળી જાણ, દુધ તણો પરમાણ
વૈત ન ઉચ્ચારણોએ, હોય તેમ દાખણોએ ॥૧૬॥
ભોમાલી ઘરને હાટ, બોલે વધને ઘાટ
જમીન વાવવા તણીએ, ઇત્યાદીક ઘણીએ ॥૧૭॥
કોઈ ધન સોપે આય, હું રાખુ ઘરમાંય
આવીને માંગે જ્યારે એ, ના નહી કહુ ત્યારે એ ॥૧૮॥
માંગે ધણી જો આય, બાપ, ભાઈ ને માય
પેલો આવી અડે એ, રાજ રોકે જરેએ ॥૧૯॥
ત્યારે જુઠ બોલવાનો નેમ, રાખુ વ્રતથી પ્રેમ
ચોખ્ખો પાલશુંએ, દોષ ટાલસુએ ॥૨૦॥
માંગે બીજો આય, તો નટ જાવુ મુનીરાય
સુશ નહી કર્યો એ, લોભે ચીત દીયોએ ॥૨૧॥
શાખ ભરાવે મોય, જુઠ ન બોલે કોય
તે પણ મોટકીએ, નહી છોટકીએ ॥૨૨॥
જો હું બોલુ વાય, ઘર પેલાનો જાય
ભાષા ટાલવીએ, પછી બોલાવીએ ॥૨૩॥
કરે જુઠાનો ભેદ, ત્યાગે લાવી ઉમેદ
મનોરથ ત્યારે ફળેએ, જુઠુ નાનુ ટળેએ ॥૨૪॥

કરણુ જોગ ધારી એમ, કરે જુઠનો નેમ
વ્રત કરે એવોએ, પોતે નીભે જેવોએ ॥૨૫॥

ઠઠ્ઠા મશ્કરી કરતા જુઠુ બોલવાના સોગંદ નહી તેના પ્રમાણુ પ્રમાણે સોગંદ કર્યા છે તેવા પુરૂષ માટે પણ સમજવા ॥૧૪॥૧૫॥

એમજ ગાય ભેંસ દુધ માટે અનેક તરાહનુ જુઠુ દુધ ઓછુ વ-તુ ન કહેવુ જેવુ હોય તેવુ કહેવુ ॥૧૬॥

ભુમ્માલીક એટલેજમીન માટે જુઠુ મકાન, દુકાન, વગેરે માટે અસત્ય બોલે છે ખેતી જમીન વાવવાની અનેક તરાહનુ જુઠુ બોલાય છે તેના મર્યાદ ઉપરાંત ત્યાગ કરે તે શ્રાવક ધર્મ છે ॥૧૭॥

કોઇ વીશ્વાસ કરી ધન સોપે જરૂરીયાત હોય તે માગે ત્યારે ના કહેવી રાજય રોકે સજા કરે તેવું જુઠુ બોલવુ નહી વ્રતપ્રેમથી પાલે ચોખ્ખુ પાલસ્યુ દોષ ટાલસ્યુ ॥૧૮થી૨૧॥

મારી સાક્ષી કોઇ પુરાવે ત્યારે મોટુ જુઠુ બોલુ નહી, નાનાનો આગાર રાખ્યો તે પચખ્ખાણ નહી ॥૨૨॥

જ્યાં હું બોલુ ને ત્યાં બીજાનું ઘર જાય તે ભાષા છોડી પછી બોલવું ॥૨૩॥

શ્રાવક જેટલા પ્રકારના જુઠ છે તે સમજી ઉમેદથી બને તેટલા ત્યાગે, નાની જુઠ ઠઠ્ઠા મશ્કરીના બને તેટલા ત્યાગ કરે મનમાં હમેશ સમજે કે જયારે સર્વથા જુઠુ બોલવાના ત્યાગ કરીશ તે દહાડો ધન્ય છે કરણુ

જોગ સમજી બને તેટલા જુઠુ બોલવાના પચખાણ શ્રાવક કરે તે બીજુ વ્રત છે બાકી આગાર છે તે અવ્રત આશ્રય છે તેનાથી પાપ લાગે છે,

## દોહરો

ત્રીજો વ્રત શ્રાવક તણો, કરે અદત્તના ત્યાગ
મનમાં સમતા લાવીને, ચઢતા ભાવ વેરાગ ॥૧॥

આ લોકમાં જશ અતી ઘણું, પરલોકે સુખ થાય
ભાવ સહીત આરાધીયાં, જન્મ મરણ મટ જાય ॥૨॥

ચોરી કરે તે માનવી, ગયો જન્મારો હાર
મનુષ્ય તણો ભવખોયને, નરકમાં ખાવે માર ॥૩॥

## ભાવાર્થ

ત્રીજુ શ્રાવકનુ વ્રત અદત્તનો ત્યાગ એટલે આપ્યા વગર કંઇ પણ લે નહી મનમાં સમતા લાવી વેરાગ્ય ચઢાવે ॥૧॥ આ લોકમાં જશરકીર્તિ પરલોકમાં સુખ થાય ભાવ સહિત આરાધના કરે તો જન્મ મરણ જીવ અનાદિ કાળથી કરે છે તે મટી જાય ॥૨॥ ચોરી જે આદમી કરે છે જન્મારો હારી જાય છે મનુષ્ય જન્મ ખોય નરકમાં માર ખાય છે માટે ત્રીજુ વ્રત ચોરી કરવાના યથાશકિત પચખાણ કરવા જોઇએ.

## ઢાલ

ત્રીજો વ્રત છે એમ, કરે અદત્તનો નેમ .
ન કરે મોટકીએ, વળી છોટકીએ ॥૧॥

નાની કેમ ત્યાગુ શ્યામ, મારે લાશ છાણુાનુ કામ
ઘડી ઘડીમાં કોને કહુ એ, કહાં કહાં આજ્ઞા લઊએ
નાની ત્યાગે તે ધન, પણુ મારૂ નહી મન
ચિત ચોખ્ખો નહીએ, કર્મ ઘણુા સહીએ ॥૩॥
ખાતર દઈ ગાંઠડી છોડ, લુટ કરી તાલો તોડ
વસ્તુ મોટી છે એ, ધણી જાણ્યા પછીએ ॥૪॥
એવા અદત્ત ના ત્યાગ, મે પચખ્યા લાવી વેરાગ
તે પણુ બીજા તણી એ, નહી ઘર ભણી એ ॥૫॥
મારા કુટુંબાદીકમાં માલ, મારે પડે હવાલ
ભીડ ઘણી સહીએ, ઘરમાં ધન નહીં એ ॥૬॥
ત્યારે તાલો લઊ તોડ, વળી ગાંસડી છોડ
ખાતર દે ચોરશું એ, છીનવી લઊ જોરસુએ ॥૭॥
એટલો મને આગાર, તે નરક તણુા દાતાર
રમણી વશ પડયોએ, જંજીરે જડયોએ ॥૮॥
રાજા લેવે દંડ, થાય લોકમાં ભંડ
ચોરી નહી કરૂએ, એવો વ્રત ધરૂએ ॥૯॥
એવો વ્રત મુનીરાય, મને દો પચખાય
જીવુ જયા ભણીએ, વ્રત ચોરી તણુાએ ॥૧૦॥
ચોરી કરમ ચંડાલ, તેથી પડે હવાલ
દુઃખનરક તણુાએ, સહે અતી ઘણુાએ ॥૧૧॥
ચોરી લેવે પરમાલ, તેમાં પડે હવાલ
નરક નીગોદ તણુાએ, દુઃખ પડે ઘણુાએ ॥૧૨॥

પરધન લેવે તાહ, હવે પેલાને દાહ
તે નરકના પાહુણાએ, જાત લજાવણાએ ॥૧૩॥

આ લોકમાં ઉદે આવે પાપ, તો દુઃખ ભોગવે
આપોઆપ
માર ઘણી પડેએ, કમોતે મરેએ ॥૧૪॥

તેના કપાય હાથ ને પાય, વળી સુળી દે ચઢાય
નકટો બુચો કરેએ, વળી માર ઘણી પડેએ ॥૧૫॥

મુવા પછી ચોરની કાય, નાંખે ખાડીને માય
તહાં કુતરા આયનેએ, બગાડે કાયનેએ ॥૧૬॥

વળી કાગડા મારે ચાંચ, તેની આંખે કાઢે બહાર
શરીર તે તણુએ, વીપરીત દેખાય ઘણુએ ॥૧૭॥

તેના જુએ માતને તાત, મનમાં ઘણુ સીધાત
એને ચોરી કરી બીજા તણીએ,
લજાવ્યા હમ ભણીએ ॥૧૮॥

લોક કરે ચોરની વાત, તે સાંભળે માત ને તાત
બોલે રડતાંએ, નીચો જોવતાંએ ॥૧૯॥

ચોરીથી દુઃખ અનંત, તેનો કહેતાં ન
આવે અંત
ચાર ગતી ભટકાવણુએ, તે પાપ ચોરી તણુએ ॥૨૦॥

એમ સાંભળ નરનાર, ચોરી ન કરો લગાર
સમતા રસ લાવીનેએ, ત્યાગો જાણીને રે ॥૨૧॥

કોઈ લાવી મન વેરાગ, સર્વ થકી દે ત્યાગ
કરણુ જોગ કરીએ, મન સમતા ધરીએ ॥૨૨॥

કોઇ સોગંદ કરી દે ભાંગ, તેના ઘણા નીકલે શાંગ
મહા પાપી મોટકોએ, કરમ દીધો ધકકોએ ॥૨૩॥

ચોખ્ખા પાલે જે શોશ, તેની પુરી જે મન હોંશ
જશે દેવ લોક મે એ, કોઈ જશે મોક્ષમેએ ॥૨૪॥

## ભાવાર્થ

સદગુરૂ ફરમાવે છે કે અદત્ત લેવાનો ત્યાગ કરે તે ત્રીજુ વ્રત છે ચોરી બે પ્રકારની છે ૧ મોટી ૨ નાની ॥ ૧ ॥

ત્યારે ગ્રહસ્થ કહે મશ્કરી ઠઠ્ઠામાં અને મારા સગા સંબંધીની વગર પુછયા લેવાની હરેક જગ્યાએ માલીકને પુછયા વગર નાની ચીજ વારંવાર પુછયા સિવાય લઉં છું. માટે તેનો ત્યાગ નીભે નહી. નાની ચોરીનો ત્યાગ કરે તેને ધન્ય છે ભારી કર્મી હોવાથી નાની ચોરી છોડતો નથી મોટી ચોરી ખાતર ધાડો પાડી માલ કાઢી લેવા ગાંસડી છોડી માલ ઉઠાવવો તાલા તોડી વીગેરે પરાયા ઘરની ચોરી કરવાના ત્યાગ ॥ ૨ ॥ થી ॥ ૫ ॥ ચોરીના મર્યાદ ઉપરાંત પચ્ચખાણમાં આગાર છે મારે ધનની તંગી હોય ને દુઃખી થાવુ તો મારા કુટુંબી સગાસ્નેહી ના માલ ભીત ફોડી તાલા તોડી, જબરજસ્તીથી લઉં

તેના ત્યાગ નહી મારે જે આગાર છે તે અવ્રત નરક વીગેરેના દુઃખ આપવા વાલી છે પણ સ્ત્રી કુટુંબ વશ હોવાથી મોહ જંજીરમાં જકડયો છુ જે ચોરી કરવાથી રાજ્ય દંડે લોક ભાંડે જાવ જીવ તેવી ચોરી કરૂ નહીં ॥ ૬ થી ૧૦ ચોરી મહા ખોટુ કામ છે તેનાથી અનેક દુઃખ પડે છે નરકોમાં અનંત દુઃખ પડે છે પારકો માલ ચોરવાથી માલીકને ધાસ્કો પડે છે તેનાથી નરક નિગોદના દુઃખ પડે છે મનુષ્ય જન્મ ફોગટ જાય છે લજીત થાય છે ઘણા પાપથી દુઃખ ભોગવવુ પડે છે હાથ, પગ કપાય રાજા શુળીએ ચઢાવે છે માથુ કાપે છે નાક, કાન કપાય છે અનેક પ્રકારની વીટંબના થાય છે મરવાથી ચોરના શરીરને ખાડીમાં નાંખે છે કુતરા, કાગડા વીગેરે અનેક દુર્દશા કરે છે ચોરના માતા પિતા જોઇ ઘણા શરમીદા થાય છે સામે જોઇ શકતા નથી નીચી નજર રાખે છે કહે કે હમારા કુળને કલંક લગાવ્યું શરમીંદા કીધા માટે માટે સદગુરૂ ફરમાવે છે કે ચોરી ઘણા દુઃખ દાયક ચાર ગટી સંસારમાં ભમવાનો હેતુ છે તે સાંભળી ચોરી નહી કરવાના સમતા લાવી પચખાણ કરવા ॥૧૧ થી ૨૧॥ કોઇ જીવ વેરાગ્ય લાવી ત્રણ કરણ ત્રણ જોગથી સમતા લાવી સર્વથા પ્રકારે ચોરી ત્યાગે તેને ધન્ય છે કોઇ ભારી કર્મી જીવ ત્યાગ કરી વ્રત ભંગ કરે છે તે મહા પાપી છે સંસાર સમુદ્રમાં ડુબે છે માટે હે ભવ્ય જનો પોતાના યથા શકિત લીધેલા

પચ્ચખાણુ સારી રીતે પાળવાથી મને સીદ્ધ થાય છે સુવ્રતી દેવલોક અથવા મોક્ષમાં જાય છે માટે ત્રીજુ વ્રત ગ્રહણ કરો ॥૨૨ થી૨૪॥

## ચોથું વ્રત

### દોહરો

મનુષ્ય તણો ભવ પામીને, જે નર પાલે શીલ
શીવ રમણી જલદી વરે, કરે મુકતીમાં લીલ ॥૧॥
સાધુ ત્યાગે સર્વથા, બ્રહ્મચારી પરનાર
માઠી નજર જુવે નહી, તેનો ખેવો પાર ॥૨॥
કેઇક શ્રાવક એહવા, લાવે મન વેરાગ
ભોગ જાણે ઝેર સારખા, ઘર નારી દે ત્યાગ ॥૩॥

### ઢાલ

ચોથો વ્રત એમ જાણુ, અબંભ તણા પચખાણુ
દેવાંગના મનુષ્યણીએ, ત્યાગે તીર્યંચણીએ ॥૧॥
વળી પોતાની નાર, તેહનો કરે વીચાર
તજે દીનરાતનીએ, પરણી હાથનીએ ॥૨॥
પખીયાદીકના નેમ, નર તો પાળે એમ
મોહણી પરી હરે એ, આત્મા વશ કરે એ ॥૩॥
કોઇ સર્વ થકી દે ત્યાગ, આણી મન વેરાગ
વીષયથી ઉગરે એ, મન સમતા ધરે એ ॥૪॥
મારે ઘર નારીથી સ્નેહ, તેને કેમ દેવું છેહ
આત્મા વશ નહીએ, કર્મ ઘણા સહીએ ॥૫॥

કરૂ દીવસના પચખાણ, રાત તણા પરમાણુ
સંતોષ આદરૂ એ, વીષય પરી હરૂએ ॥૬॥
પરનારીથી પ્રેમ, મે કીધા છે નેમ
સોઇ ડોરા કરીએ, એવી વીગત ધરીએ ॥૭॥
જે ભોગવે પરનાર, તે ગયા જન્મારો હાર
નરક માંહી પડે એ, ઢીલ નહી કરે એ ॥૮॥
ચોથો વ્રત ઘણો શ્રીકાર, બધા વ્રતોનો સરદાર
વ્રતનો નાયકો એ, મોક્ષનો દાયકો એ ॥૯॥
શીલવ્રત છે મોટો રતન, તેહના કરો જતન
તે આતમ ઉધરે એ, શીવ રમણી વરે એ ॥૧૦॥
એ વ્રત પાલો નીર્દોષ, તેને પાશે મોક્ષ
તેમાં શંકા નહીએ, શ્રી જીન મુખથી કહીએ એ ॥૧૧॥
ચાર જાતના દેવ, કરે બ્રહ્મચારીની શેવ
વળી માથુ નમાવતા એ, વાંદે ગુણગાવતા એ ॥૧૨॥
જેણે ચોથો વ્રત દીધો ભાંગ, તેના ઘણા નીકળશે શાંગ
તે નરક માંહી પડે એ, ઘણું રડ વડે એ ॥૧૩॥
આ લોક પ્રીટ પ્રીટ હોય, પર લોકે દુર્ગતી જોય
તેને જન્મ બગાડીયોએ, માનવ ભવ હારીયોએ ॥૧૪॥
જાતીવંત કુલવંત, તે આત્મા નીત્ય દમંત
તે વ્રત પાલશે એ, કુળ અજવાળસે એ ॥૧૫॥
નહી જાતીવંત કુળવંત, વળી રશ ગૃધ્ધી અતંત
તે વીષયનો વાસીયો એ, વરત વીનાસીયો એ ॥૧૬॥

નીલંજજ લજ્જા રહીત, વળી વીષય વીકાર સહીત
તેને વ્રત ભાંગીયો એ, તે મોટો પાપીયો એ ॥૧૭॥

બ્રહ્મવ્રતના ભાંગણહાર, ધીક તેનો જન્મવાર
તે ન્યાત લજાવણાએ, દુર્ગતીના પાવણાએ ॥૧૮॥

ઘણા લોકોની માંય, ઉચે સ્વરે બોલ્યો નહી જાય
આ ખામી મોટી ઘણીએ, વ્રત ભાંજણ તણીએ ॥૧૯॥

આ મોટો કર્યો અકાજ, લજ્જાવંતને આવે લાજ
નીલંજ લાજે નહીએ, સલ્ય ઘણી સહીએ ॥૨૦॥

આ શીળ ભાંગવાની સોય; કહેવત મટે ન કોય
આ મોટી મેહણીએ, જીવે ત્યાં ભણીએ ॥૨૧॥

એ પાપીએ કર્યો અકાજ, હજી ન આવે લાજ
તોહી બોલે ગાજતોએ, નીલંજ નહી લાજતો એ ॥૨૨॥

બ્રહ્મવ્રતનો કરે ભંગ, તેનો કદી ન કરો સંગ
કુકર્મ માંહી મલ્યો એ, કરમ કાદે કલ્યો એ ॥૨૩॥

જે સેવે પરનાર, તે ગયા જન્મારો હાર
લજાવે ન્યાતને એ, પડયા મીથ્યાતમેએ ॥૨૪॥

પરનારી મા બહેન સમાન, તેનાથી ન કરે માંઠો
ધ્યાન
ચીત્ત ચોખ્ખો કીયોએ, બ્રહ્મવ્ર લીયોએ ॥૨૫॥

કોઇ છોડ શરમ ને લાજ, તેનાથી કરે અકાજ
તે નીલંજ નહી લાજીયોએ, ખોટો વાજીયોએ ॥૨૬॥

કરમ જોગ જાય ભાંજ, કહેતા આવે લાજ
કોઇ લાજે નહીએ, બે શરમી સહીએ ॥૨૭॥
કોઇ સીઝાવે મનમાંહી, ખોટો કીધો અન્યાય
પછતાવો અતી ઘણોએ, ખોટા કામ તણોએ ॥૨૮॥
જેનો ચોથો વ્રત ગયો ભાંગ, તેનો પુરો અભાગ
તે નાગો નીલંજોએ, તેમાં નહી મજો એ ॥૨૯॥
બ્રહ્મવ્રતની નવવાડ, જે પાળે નીરઅતીચાર
અડગ શેઠો ઘણો એ, મન જોગાં તણો એ ॥૩૦॥
જેને લોપ દીધી નવ વાડ, તેનો થાય બગાડ
ખરાબી થાય ઘણીએ, વ્રત ભંગ તણીએ ॥૩૧॥
વ્રત ભાંગ સેવે પરનાર, તે ગયા જન્મારો હાર
ફીટ ફીટ થાય ઘણુએ, કુજશ તે તણોએ ॥૩૨॥
ચોખે ચીત્ત પાલે શીલ, તે કરે મુકતીમાં લીલ
રાખો નીત આશતાએ, પામે સુખ શાસ્વતાએ ॥૩૩॥
દીન દીન ચઢતે રંગ, પાલો વ્રત અભંગ
મન સમતા ધરોએ, શીવ રમણી વરોએ ॥૩૪॥
બ્રહ્મવ્રત ને શ્રી જગદીશ, ઓપમાં કહી બત્રીશ
દશમાં અંગમાં કહીએ, શુરા પાલે સહીએ ॥૩૫॥
કરણ જોગ સુજાણ, પચખાણ શુદ્ધ પીછાણ
ચોખે ચીત્ત પાલજયોએ, દોષ ટાલજયોએ ॥૩૬॥



# શ્રાવક ધર્મ વિચાર

## ચોથું વ્રત

### દોહરાનો ભાવાર્થ

મનુષ્યનો ભવ પામી શીલ પાલે અથવા મૈથુનના ત્યાગ કરે એ શ્રાવકનું ચોથુ વ્રત છે તે પાલવાથી મોક્ષ પામી સિધ્ધિ પદમાં જ્ઞાન દર્શનાદિ ગુણો રૂપી પરમાનંદ ભોગવે છે ॥૧॥ સાધુ સર્વથા ત્રણ કરણ ત્રણ જોગથી ત્યાગે છે શ્રાવકે પરદારા જરૂર ત્યાગવી જોઇએ પારકી સ્ત્રી ખોટી નજરથી જોવે નહી તેનો આત્મા પરમ સુખ પરમાનંદ પદ પામે કેયક શ્રાવક વૈરાગ ભાગ પુર્ણ લાવી ભોગોને ઝહર જેવા જાણી પોતાની ઘરની સ્ત્રી જોડે મૈથુન સેવવાના ત્યાગ કરે છે તે જીવ મહા ભાગ્યવાન વાંછિત ફળ પામે છે. ॥ ૧ થી ૩ ॥

### ઢાલનો ભાવાર્થ

સદ્દગુરૂ ફરમાવે છે કે હે ભવ્યજનો અબ્રહ્મચર્યનો ત્યાગ કરો તે શ્રાવકનું ચોથું વ્રત છે. ઇંદ્રીયોના ભોગો ઝહેર જેવા જાણી સ્ત્રીનો ત્યાગ કરે અને ઘર સ્ત્રીની દીવસ રાત્રીની મરજાદ યથાશકિત કરે દેવાંગના ત્રીજંચની મનુષ્યની પ્રમુખનઃ ત્યાગ કરે તેમાં તીથી પાખી પ્રમુખના શ્રાવકને જરૂર ત્યાગ જોઇયે આત્માને વશ કરી મૈથુન સેવવાના ત્યાગે તેજ ધર્મ છે કેટલાક જીવ વૈરાગ્ય લાવી વિષયને ઝહેર જેવા સમજી ઘરસ્ત્રી પરસ્ત્રી

બંન્ને સમતા લાવી ત્યાગે છે તેને ધન્ય છે ॥ ૧ થી ૪ ॥ ત્યારે ગૃહસ્થ બોલ્યો હે મુનિરાજ આપને ફરમાવ્યા તે સત્ય છે હુ પણ એમજ જાણું છું પણ ઘરસ્ત્રી જોડે સ્નેહરાગમાં ફસાયલો છું તેથી તેનો ત્યાગ કરી શકતો નથી. આત્મા વશ નથી, દીવસનો ત્યાગ કરૂં છું રાતનો પ્રમાણો પેત મૈથુનના ત્યાગ છે અને પરસ્ત્રી સોઈ દોરા આકારે સેવવાના ત્યાગ છે પરસ્ત્રી સેવન કરવાવાલા માણશ મનુષ્ય જન્મારો હારી નરકમાં જલ્દી જાય છે ॥ ૫ થી ૮ ॥

ચોથુ વ્રત અત્યંત શ્રેષ્ટ અને સર્વ વ્રતમાં મુખ્ય છે મોક્ષદાયક છે શીયલ વ્રત રત્નના જતન કરી અખંડ રાખવાથી આત્મોધ્ધાર કરી મુકિત રમણી મળે છે આ વ્રત શુદ્ધ પાલવાવાલાને મોક્ષ નજીક છે એમ શ્રી જીનેદ્રોએ ફરમાવ્યું છે ॥ ૯ થી ૧૧ ॥

## ઉક્તાંચ

દેવ દાનવ ગંધવા, જકખ રકખસ કીન્નરા
વંભયારી નમં સંતિ, દુક્કડં જે કરંતિ તે ॥૧॥

## ભાવાર્થ

દેવતા, દાનવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, કિન્નર આદી બ્રહ્મવ્રત પ્રાલવાવાલાને નમસ્કાર કરે છે કારણ કે મહા કઠણ કામ છે. તેથી પાલવાવાલા પુરૂષ પુરૂષોત્તમ છે.

## ઢાલનો ભાવાર્થ

ભુવનપતિ વ્યાનવ્યંતર, જોતિષી, વૈમાનીક એ ચારે જાતના બ્રહ્મચારીની સેવા ભકિત કરે છે માથુ નમાવે છે ગુણગ્રામ કરે છે ને ચોથુ વ્રત ભંગ કરે છે તેને બીજા જન્મમાં બહુવાર મરવું પડે છે નરકના દુઃખ ભોગવવા પડે છે આ લોકમાં ફીટકાર અપજશ પામે છે પરલોકમાં બહુ દુઃખી થાય છે ॥ ૧૨થી ૧૪ ॥

જે જાતવંત કુલવંત હોય તે પોતાની આત્મા દમે બ્રહ્મચર્ય પાલે કુળને અજવાળે અને જે જાતીવંત નથી કુળવંત નથી તે રસગૃદ્ધી અને વિષય આશકત વસી ભુત થઈ વિષય રૂપ જાળમાં પડી બ્રહ્મવ્રતનો નાશ કરે છે તે નિર્લજ વિકાર સેવી વ્રતને તોડી મહાપાપી થાય છે બ્રહ્મવ્રત ભંગ કરવાવાલાને ધિક્કાર છે જાતી લજાવવાવાલા દુગર્તિના પરોણા છે તે ઘણા લોકમાં ઉચેશ્વરે બોલી શકતા નથી કેમકે બહુ મોટી ખોડ લાગવાથી લજજાવાન થઈ શરમાવવું પડે છે પરંતુ નિર્લજજ તો નિંદાથી લજવાતા નથી શીયલવ્રત ભાગવાનો શલ્ય હમેશા ખટકે છે ગમે તેટલો મોટો માણસ હોય પણ કહેવત તો કહેવાય છે આ જીવન સુધી મહેણા લોકો મારે છે પાંચ આદમિયોમાં કદાચ બોલે તો કહે કે જુવો આ પાપીએ ભારી અકાજ કર્યું ને હજી ઊંચે શબ્દે બોલે છે માટે બ્રહ્મચર્યવ્રતનો ભંગ કરવો નહી કરવાવાલાની સંગત કરવાથી તેના કામમા સામેલ

થવાય છે ને કર્મ રૂપી કાદવમાં ખુહાય છે ।।૧૫થીર૩।। જે માણુસ પરાઇ સ્ત્રી સેવે છે તે મનુષ્ય પોતાની જાતને લજાવે છે મિત્થ્યા રૂપ કુવામાં પડે છે અને જે પારકી સ્ત્રીને મા, બહેન સમજી ખોટી નજર કરતા નથી તે ચિન્ત ને સ્વચ્છ કરી બ્રહ્મવૃત અંગીકાર કરે છે કોઇ એવો નિર્લજજ હોય કે મા, બહેનથી પણ ચુકતો નથી તે દુનીયામાં નઠારો કહેવાય છે કોઇ એવા પણ છે કે પુર્વ સંચિત પાપથી કોઇ વખત એવા થઈ જાય તો લોકોના સમુદાયમાં લજ્જીત થાય છે મનમાં પછતાવો કરે છે મેં અનર્થ કર્યો અન્યાય કર્યો માટે જેના ચોથા વ્રતનો ભંગ થયો તેના પુરા અભાગ્ય છે છે કપડા સહિત નાંગો નિર્લજજ છે કોઇ મજાહુ નથી માટે બ્રહ્મચર્ય નવ વાડ સહિત પાલન કરો દ્રઢ થઈ અડગ રહો મનને ચંચલ ન કરો તેની બલીહારી છે નવવાડ ભાંગી તેને બહુ બગાડ છે. બ્રહ્મવ્રતના ભંગ કરવાથી પારકી સ્ત્રી સેવે છે તે માનસ જન્મ નકામો ગુમાવી સંસારમાં નીંદનીય બહુ થાય છે અને તેનો બહુ અપજશજ થાય છે ।।૨૪થી ૩૨।।

શીયલવ્રત પાળનાર મોક્ષના સાસ્વત આત્મિક સુખોમાં મોજ હરહમેંશ કરે માટે આસ્થા પ્રતિતી રાખી દીન દીન ચઢતે પ્રણામ મનમાં સમતા લાવી અખંભવ્રત પાલો આવ્રતને શ્રી જગદીશ્વર પ્રભુએ દશમાં અંગમાં બત્રીસ ઉપમા આપી છે બ્રહ્મવ્રત જે

શુર પુરૂષ હોય તે પાળે છે તેજ મોક્ષ ગામી છે માટે શુદ્ધ પાળો ॥૩૩ થી ૩૬॥

## પાંચમું વ્રત

### દોહરા

પાંચમો વ્રત ત્યાગે, પરીગ્રહ મુરછા જાણુ
તેથી નીરંતર જીવને, પાપ લાગે છે આણુ ॥૧॥

એ મોટો પાપ છે પરીગ્રહો, તેથી ગોટા ખાય
સંશય હોય તો જોય લો, તન મનોરથ માંય ॥૨॥

એ અનર્થ જ્ઞાની ભાખીયો, નરક લે જાવે તાણુ
યતીમાર્ગનો ભંજણો, નીષેધ કીયો એમ જાણુ ॥૩॥

ખેતુ વત્થુ હીરણ સુવર્ણ તણો, ધન ધ્યાન વળી જાણુ
દ્વીપદ ને ચોપદ તણો, કુભી ધાતુ તણુ પરમાણુ ॥૪॥

ઊઘાડી ભુમીકા ખેતુ, વત્થુ હાટ હવેલી જાણુ
રૂપા ને સોના તણુ, કરે શકતી સારૂ પચખાણુ ॥૫॥

ધન તે રોકડા નાણુ ગણુત્રી તણો, ધાનની જાત અનેક
કુભી ધાતુ ઘરવાખરો, તેને ત્યાગે આણુ વીવેક ॥૬॥

સચિત અચિત મીશ્ર દ્રવ્ય છે, આ સઘળાનું કરે પ્રમાણુ
મુરછા તે અભંત્યર પરિગ્રહો, તેથી પાપ લાગે છે આણુ ॥૭॥

બારજ પરીગ્રહો નવ જાતનો, મમતા કરી ગ્રહયો
છે તાણુ
તેથી એને પરીગ્રહો કહ્યો, તેથી પાપ લાગે છે આણુ ॥૮॥

ઢાલ

પરીગ્રહનું પરીહાર, શ્રાવક કરે વીચાર
સમતા હૃદયમાં ધરએ, નવ ભેદે કરે એ ॥૧॥
ખેતુ વત્થુ છે એહ, સોનો રૂપો તેહ
ધન ધાન દ્વીપદાએ, કુભી ધાતુ ચોપદાએ ॥૨॥
એ નવ વીધ સંખ્યા થાય, તેની વંછા દેવે મીટાય
તૃષ્ણા પરીહરે એ, મન સમતા ધરે એ ॥૩॥
મમતા બુરી બલાય, ચાર ગતીમાં ભટકાય
ઘણો રડવડે એ, નહી ઝક પડે એ ॥૪॥
મનથી કરો વીચાર, એ નરક તણો દાતાર
એ હને ટાલવો એ, વ્રતને પાલવો એ ॥૫॥
નવ જાતનો પરીગ્રહ તારી, વીચાર કરી મન માહી
મુર્છા પરીહરોએ, માર્ગ નહી મુકતરોએ ॥૬॥
એ મોટો પ્રતીબંધ પાસ, કરે બોધ બીજનો નાશ
માર્ગ છે કુગતીનો, નહી એ મુકતીનો એ ॥૭॥
પરીગ્રહ છે મોટો ફંદ, કર્મ તણો છે બંધ
નરક જાવે સહીએ, તીહાં માર ઘણી કહીએ ॥૮॥
પરીગ્રહ મહા વીકરાલ, મોટો છે માયાજાળ
તેહમાં ખુટા સહીએ, ધર્મ પામે નહીએ ॥૯॥

કનક કામની હોય, સેવ્યા દુર્ગતી હોય
ફંડ છે મોટકોએ, તેનાથી ખાવે ધકકોએ ॥૧૦॥
કનક કામની હોય, બીજા ને પકડાવે કોય
તેને દ્રહમાં નાખ્યો સહીએ, નીકલ શકે નહીએ ॥૧૧॥
પરીગ્રહ દીધા કહે ધર્મ, તે ભુલા અજ્ઞાની ભર્મ
કર્મ ઘણા સહીએ, સમઝ પડે નહીએ ॥૧૨॥
આ પરીગ્રહ તણા દલાલ, તેના પણ થશે હવાલ
દુઃખનરક તણાએ, સહસી અતી ઘણાએ ॥૧૩॥
એ રાખ્યા લાગે કર્મ, રખાવ્યા પણ નહી ધર્મ
ત્રણે કરણ સરખા એ, કરજો પારખા એ ॥૧૪॥
એ પરીગ્રહના દાતાર, તેના સાવજ જોગ વેપાર
માર્ગ એ નહી મોક્ષનોએ, છાંદો આ લોકનોએ ॥૧૫॥
અશણાદીક ચારે આહાર, શ્રાવક ને પરીગ્રહ મઝાર
તે ખાવે ખવાવે સહીએ, તેમાં ધર્મ નહીએ ॥૧૬॥
શ્રાવક તે માંહો માંહી, દેવે લેવે છે તાંહી
તે સઘલો છે પરીગ્રહોએ, તેમાં શંકા નહી ધરોએ ॥૧૭॥
સચિત અચિત મીશ્રદ્રવ્ય, તેમાં આગે પાછે સર્વ
એ સઘળો પરીગ્રહોએ, તે મમતાં માંહી ખરોએ ॥૧૮॥
સચિત અચિત બધાંહી તાંહી, ગૃહસ્થને પરીગ્રહા માંહી
કહ્યો ઊવાઇ ઉપાંગ મેએ, વળી સુગડાંગ મેએ ॥૧૯॥

તેનો શ્રાવક કીધો પ્રમાણ, ત્યાગ્યો તે વ્રત પીછાણ
બાકી અવ્રત મે રાખીયોએ, સુત્ર છે સાખીયોએ ॥૨૦॥
પરીગ્રહ દીધો ધર્મ હેત, તેની આજ્ઞા દેત
કહી કહીને દેવરાવતાએ, એવો ધર્મ કરાવતાએ ॥૨૧॥
આધનથી મોક્ષ ન હોય, ધર્મ ધુરા ચાલે નહી કોય
ભવ ભટકાવણોએ, દુર્ગતી પહોચાવણોએ ॥૨૨॥
ધનથી ધર્મ ન થાય, ત્રણ કાલની માંય
સાચો કરીને જાણજોએ, શંકા નહી આણજોએ ॥૨૩॥
આ પરીગ્રહ માંહી રકત, તેને આવે નહી સમ્યકત
મુર્છા તેમાં સહીએ, સમજ પડે નહીએ ॥૨૪॥
જેને પરીગ્રહાની પરતીત, તે તો થશે ઘણુઃ ફજીત
નરકા જાવશેએ, માર ખાવશેએ ॥૨૫॥
એથી વધે સંસાર, જાવે નીગોદ મઝાર
ઘણા રડ વડે એ, જક નહી પડે એ ॥૨૬॥
સચિત અચિત દ્રવ્ય તાંહી, ગૃહસ્થ ને અવ્રત માંહી
તેનો ત્યાગ કર્યો નહીએ, તેનો પાપ લાગે સહીએ ॥૨૭॥
ત્રણે કરણે લાગે પાપ, તેથી દુઃખ ભોગવે આપ
ત્યાગ્યા વ્રત થશે એ, ત્યારે થશે ખુશીએ ॥૨૮॥
કરણજોગ ઘાલીને જાણ, કરીએ શુદ્ધ પચખાણ
ચોખે ચીત્ત પાલજોએ, દોષ સઘળા ટાલજોએ ॥૨૯॥

## પાંચમું વ્રત

### દોહરાનું ભાવાર્થ

સદ્ગુરૂ ફરમાવે છે કે શ્રાવક પરિગ્રહની મર્યાદા

ઉપરાંત ત્યાગ કરે તે પાંચમું વ્રત છે. ૧ સચિત ૨ અચિત ૩ મીશ્ર ત્રણ જાતના દ્રવ્ય ઉપર મુર્છા તે પરિગ્રહ છે જેમાં જીવને નિરંતર પાપ લાગે છે પરિગ્રહ રાખવો એ મોટું પાપ છે ચાર ગતિ સંસાર સમુદ્રમાં જીવ અનાદિ કાળથી રખડી રહ્યો છે. શ્રાવકના ત્રણ મનોરથમાં પરિગ્રહને મહા અનર્થનો મુળ અને અત્યંત દુઃખદાઇ કહ્યો છે- પરિગ્રહમાં ખુટી રહેલો જીવ નરકમાં જાય છે સાધુ માર્ગનો નાશ કરવાવાલા પરિગ્રહનો નિષેધ જ્ઞાનીઓએ કર્યો છે તે પરિગ્રહ નવ પ્રકારનો છે. ૧ ખેત્ર=ઊઘાડી ભુમી ૨ વત્થુ=ઢાંકેલી જમીન મકાન હવેલી વીગેરે ૩ હીરણ=ચાંદી ૪ સુવર્ણ=સોનું ૫ ધન= રૂપીયા પૈસા ૬ ધાન=અનાજ દીપદ=બે પગા દાસ દાસી ચોપદ= ચાર પગા જનાવર ગાય ભેંશ હાથી ઘોડા ઊટ વીગેરે ૯ કુભી ધાતુ=તાંબા પીત્તળ કાંસા લોઢા વીગેરે ધાતુના વાસણ એ નવ પ્રકારનો બહાર પરિગ્રહ છે તેના મુર્છા રાખે તે અભ્યાંતર પરિગ્રહ છે તે બહારના અને અભ્યંતર પરિગ્રહથી જીવને પાપ લાગે છે માટે શ્રાવક યથાશકિત મર્યાદા ઉપરાંત ત્યાગ કરે તે પાંચમું વ્રત છે આગાર રાખ્યો તે અવ્રત છે ા ૧ થી ૮ ા

## ઢાલનો ભાવાર્થ

સદ્ગુરૂ ફરમાવે છે કે હે ભવ્ય જનો ખેતુ વત્થુ વીગેરે નવ જાતનો પરિગ્રહ મહા દુઃખદાઇ છે બોધ બીજનો નાશ કરી દુઃખનો દેવાવાલો છે તેનાથી મોટી

જાળ પ્રતિબંધ કોઇ નથી એની અભિલાષાથી અશુભ કર્મ બંધાય છે. પરિગ્રહ રાખવાવાળા રખાવવાળા ને રાખે તેને ભલો જાણવાવાલાને મહાપાપ લાગે છે. માટે મમતા કરો નહી, તે મોટી માયાજાળ ફંદ છે. તેમાં લિપ્ત રહે તેનાથી ધર્મ થતો નથી. કનક કામની એ બંન્ને સેવવાથી સેવરાવવાથી સેવે તેને અનુમોદવાથી દુર્ગતી જવાય છે પણ કેટલા એક અવિવેકી માણસે પરિગ્રહ આપવામાં અપાવવામાં ભલો જાણવામાં ધર્મ સમજે છે તેઓ અજ્ઞાનવશ ભરમમાં પડી પાંચમો આશ્રવદ્વાર પરિગ્રહ સેવરાવવામાં, સેવવામાં ને ભલો વામાં જીન કથિત ધર્મ પરૂપે છે વીચારતાનથી કે પરિગ્રહ રાખવો રખાવવો ભલો જાણવો આશ્રવદ્વાર છે જેનાથી અશુભ કર્મ લાગે છે, બીજાને આપી રખાવવામાં અને રાખે તેને અનુમોદવામાં ધર્મ નથી રાખવું પહેલે કરણ, રખાવવું બીજે કરણ, અને રાખે તેને અનુમોદવું ત્રીજે કરણ છે પહેલા કરણમાં પાપ છે તો બીજા ને ત્રીજા કરણમાં પાપ છે. બુદધીવાનો એ કરણ જોગ સમજવા જોઇએ. યથશકિત પરિગ્રહના ત્યાગ કરવા જોઇયે આગાર રાખ્યો તે અવ્રત સેવવા બીજાને આપ્યો તે અવ્રત સેવરાવવો અને શેવે તેને અનુમોદવો એ સાવદ્યજોગ વેપાર છે. સામાયક પોષામાં કરાતા નથી દેવું દેવરાવવું ભલુ જાણવું સંસારનો ઉપકાર લોકીક માર્ગનો ઉપકાર છે મોક્ષ માર્ગનો નથી. ॥ ૧ થી ૧૫ ॥

આહાર પાણી વીગેરે ચાર પ્રકારના આહાર શ્રાવકની

પાસે છે. તે પરિગ્રહમાં છે. પોતે ખાય બીજાને ખવરાવે અને ખાય તેનો ભલો જાણો તેમાં ધર્મ નથી તથા સચિત અચિત, મીશ્ર દ્રવ્ય જે ગ્રહસ્થ પાશે છે તે પરિગ્રહમાં છે મતલબને માટે જે જે આગાર રાખ્યો છે તે અવ્રતમાં છે. ઉવવાઇ અને સુયગડા અંગ સુત્રમાં ખુલાશે પાઠ છે ત્યાગ કર્યો તે વ્રત અને જે દ્રવ્યનો ત્યાગ કીધો નહી તે અવ્રત છે કોઇપણ કારણસર પરિગ્રહ આપવો, અપાવવો ભલો જાણવો આશ્રવ છે જેથી પાપ કર્મ લાગે છે કેમકે ધન અનર્થનો મુળ છે. ધનથી ધર્મ થાય તો ભગવાને ધન ત્યાગ કરવાનો કહ્યો છે જેટલો બને તેટલો વધારે ધન ઊપાર્જન કરે કેમકે જેટલો વધારે ધન હોય તેટલો વધારે ધર્મ કરી શકે ધનવાન તપ સંયમ કીધા વગર ધનથી મોક્ષે જાય નિર્ધન કદાપી મોક્ષ જાય નહી પણ ત્રણ કાળમાં ધનથી ધર્મ થાય નહી પરિગ્રહ ત્યાગ કરવાથી કરાવવાથી અનુમોદન કરવાથી ધર્મ છે. પરિગ્રહમાં ખુટયા રહેવાવાલાને સમક્તનો લાભ થાય નહી સમકત્વનો અભાવથી મોક્ષમાં કદાપિ જાય નહી સંસાર વધે છે પાપ કર્મ ઉપાર્જન કરી નરક નિગોદાદિકમાં જઈને અનંતા દુઃખ જીવ ભોગવે છે જ્ઞાની દેવોએ જૈન શાસ્ત્રોમાં ફરમાવ્યું છે ને સદ્‌ગુરૂ કહે છે કે હે ભવ્ય જીવો આ પરિગ્રહ મહાદુઃખદાઇ જાનીકરણ જોગ સમજી યથાશકિત ત્યાગ કરો અને અખંડ વૃત પાળો કહ્યું છે કે ॥ ૧ થી ૨૯

કરે સમદ્રષ્ટિ જીવડો, ઘર કુટુંબ પ્રતિપાળ
અંતરથી જુદો રહે, જેમ ધાવ ખીલાવે બાળ

## ભાવાર્થ

સમદ્રષ્ટી જીવ ઘર કુટુબ સગા સંબંધી દોસ્ત બાઇબંધ વીગેરેની પ્રતી પાળના પોષણ કરે છે પણ અંતરંગથી જુદો રહે છે જેવી રીતે ધાવ માતા બાળકને ખવરાવે સાર સંભાળ બહુ કરે પણ જાણે કે આ બાળક મારૂં નથી તેમ સમદ્રષ્ટી જાણે કે આ બધા સ્વાર્થના સગા છે. મારા આત્માનું કોઇ નથી.

## છઠુ દીશીમર્યાદ વ્રત દોહરા

પાંચ અણુવ્રત ધારતાં, બાંધી મોટી પાલ
નાનાની અવ્રત રહી, તે પાપ આવે દગચાલ ।।૧।।

તે અવ્રતને મેટવા ભણી, પહીલો ગુણવ્રત દેખ
દીશી મર્જાદા કરીને, ટાળે પાપ વીશેષ ।।૨।।

માંહેલી અવ્રત મેટવા, બીજો ગુણ વ્રતધાર
દ્રવ્યાદીક ત્યાગ કરે, ભોગાદીક પરીહાર ।।૩।।

જે દ્રવ્યાદીક રાખીયા, જેહની અવ્રત જાણ
અર્થ દંડ છુટે નહિ અનર્થ દંડ પચખાણ ।।૪।।

છઠો વૃત શ્રાવક તણો, કરે દીશાનું પ્રમાણ
હીંસાદીક ત્યાં છ દીશાતણા, મનમે સમતા-
આણ ।।૫।।

## ઢાલ

ઇણુપુર કંબલ કોઇ ન લેશી, ફીર ચાલ્યા પાછા
પરદેશી એ પરદેશી
ઉંચી નીચી દીશા ગાઉ બે ચાર, તે બાહેર
સાવદ્ય પરીહાર
ત્રીશી દીશી પાંચસેહ પ્રમાણુ, એ વીધ દીસી
તણો પચખાણુ ॥૧॥
પૃથ્વી કાયાદીક જીવ ન મારે, નાના જુઠ તણો
પરીહાર
ચોરી નહી કરે મૈથુન ટાળે, ધનથી મમતા પાછી
વાળે ॥૨॥
અંદર બેઠા બાહેર લેવો દેવો, તેના ત્યાગ કરે
સ્વ મેવો
બાહરની વસ્તુ માંહી મંગાવે નાંહી, માંહેલી વસ્તુ
બાહાર દેવે નાંહી ॥૩॥
જગન્ય તો એક આશ્રવ ત્યાગે, ઊત્કષ્ટા આશ્રવ
ત્યાગે પાંચેહી
એક કરણુ ત્રણુ જોગથી જાણુ, બહારના આશ્રવના
કરે પચખાણુ ॥૪॥
કોઇ બે કરણુ ત્રણુ જોગથી તાઇ, ત્યાગ કરી
અદત્ત દે મીટાઇ
કોઇ ત્રણુ કરણુ ત્રણુ જોગથી જાણુ, પાંચ આશ્રવના
કરે પચખાણુ ॥૫॥

બાહુરના આશ્રવ કીધા ત્યાગ, અવ્રત છોડી છે
લાવી વેરાગ
ક્ષેત્ર થકી સર્વ ક્ષેત્રમેં જાણુ, કાલ થકી જાવ
જીવ પચખાણુ ॥૬॥

કોઇ દેવાદીક તેને નાંખે બાર, તો પણુ નહી
સેવે આશ્રવદ્વાર
કોઇ કષ્ટ પડયા રાખે છે આગાર, પોતાની
કચાઇ જાણે તે વાર ॥૭॥

કોઇ મંત્રી દેવાદીકને બોલાવે, તે પાસે આપનો
કામ કરાવે
તે પણુ છઠોવ્રત લીધો તે વાર, એટલો પહેલા
રાખ્યો આગાર ॥૮॥

ઇત્યાદીક રાખે આગાર અનેક, આગાર વગર
કરે નહી એક
આગાર રાખ્યા અવ્રત પાપ લાગે, વગર આગાર
કર્યા વ્રત ભાંગે ॥૯॥

છઠ્ઠા વ્રતનો બહુ વીસ્તાર, તે કહેતા નહી
આવે પાર
આ સંક્ષેપ કહ્યો વીસ્તાર, બુધીવંત જાણી લે
અનુસાર ॥૧૦॥

છઠા વ્રતમાં એહવા પચખાણુ, માંહી ઘણા
દ્રવ્યાદીક જાણુ

તેની અવ્રત ટાલવા કાજ, સાતમુ વ્રત કહ્યું
જીનરાજ ॥૧૧॥

## છઠ્ઠુ વ્રત

## દોહરાનો ભાવાર્થ

ઉપરના પાંચ અણુવ્રત શ્રાવક લે છે તેમાં ઘણી સ્થુલ અવ્રત મટાડે છે પણ તે ઉપરાંત જે આગાર અવ્રત રહે છે તેથી પાપ હંમેશ લાગે છે ॥૧॥ માટે ત્રણ ગુણ વ્રત પાંચ અણુવ્રતને ગુણ લાયક છે ગુણવ્રત દિશિમર્યાદ બીજો ગુણવ્રત ઉપભોગ પરિભોગ મર્યાદ અને ત્રીજો ગુણવ્રત અનર્થદંડ ત્યાગ છે જેમાં પહેલો ગુણવ્રત પુર્વાદિશિ મર્યાદ કહે છે. અર્થાત ઉચી નીચી વગેરે સર્વે દશ દીશાની મર્યાદ ઉપરાંત હિંસાદિક સાવદ્ય કાર્ય કરવાના મનમાં સમતા લાવી ત્યાગ કરે તે શ્રાવકનું છઠુ દિશિ વ્રત છે, આગાર છે તે અવ્રત આશ્રવ પાપ કર્મ લાગે છે ॥૧॥ થી ૫॥

## ઢાલનો ભાવાર્થ

છઠ્ઠા શ્રાવકના વ્રતમાં દશ દિશાનું પ્રમાણ કરે ઊચી નીચી દશે દિશાના યથાશકિત બેચાર ગાઊ ઉપરાંત ત્યાગ કરે અને તીરછી એટલે પુર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ અને ચારે ખુણામાં પાંચસો અથવા ઓછા વત્તા ગાઊ ઉપરાંત યથાશકિત ત્યાગ કરે કદાચ પ્રમાણ ઉપરાંત જવાનું કામ પડે ત્યાં પૃથ્વી આદી છ કાયા મારવા

નાનુમોટું જુઠું બોલવાના, ચોરી કરવાના, મૈથુન સેવવાના, પરિગ્રહ રાખવાના ત્યાગ કરે જે દિશામાં જવા આવવાનો આગાર તે જગ્યાએ બહારની વસ્તું અંદર મંગાવે નહીં અંદરની વસ્તું બહાર મોકલે નહિ. યથા શકિત પ્રમાણુ કરે જઘન્ય એક આશ્રવ ઊત્કષ્ટા પાંચ આશ્રવ બને તેટલા ત્યાગ કરે કેટલાક શ્રાવક એમ કહે છે કે એક કરણુ ત્રણુ જોગથી ત્યાગ કરે છે કેટલાએક બે કરણુ ત્રણુ જોગથી દિશાના પ્રમાણુ કરે તેની બહારની વસ્તુ મંગાવવાના અથવા તે ઉપરાંત જઇ આશ્રવ સેવવાના ત્યાગ કીધા છે તેઓએ વેરાગથી અવ્રત છોડી છે એ ત્યાગ ક્ષેત્ર થકી સર્વક્ષેત્રમાં કાળ થકી જાવ જીવ સુધી અર્થાત છઠાવ્રતના ત્યાગ થોડા કાળના થઇ શકતા નથી કદાચ એવા ત્યાગવાલાને કોઇ દેવતા બહાર નાંખી દે તો ત્યાં પાંચ આશ્રવ દ્વાર સેવે નહી કેમકે તેને ત્યાગ છે કોઇ કષ્ટ પડે આગાર રાખે છે આશ્રવ [illegible] દેવતા [illegible] કામ કરે છે કરાવે છે કરતાને ભલુ જાણે છે તે પહેલા આગાર રાખ્યો હોય તેમ કરે છે આગાર અવ્રત રાખવો તે પોતાની ઢીલાઇ છે તેમાં અવ્રતનું પાપ લાગે છે પણુ ત્યાગ ભાગતો નથી માટે આગાર સિવાયનું કામ કરે નહી શ્રાવક છઠા વ્રતને નિર્દોષ પાળે આલોક પરલોકમાં સુખ પામે છઠા વ્રતનો ઘણો વિસ્તાર છે અહીયા સંક્ષેપમાં કહ્યો છે બુધ્ધીવંત વિચારે.

## સાતમું વ્રત

### દોહરા

સાતમુ વ્રત શ્રાવક તણુ, તેમાં ઉપભોગ પરી
ભોગના ત્યાગ
ગમતી વસ્તુ ત્યાગે તેહને, આવે છે અધીક
વેરાગ ॥૧॥

ભોગ આવે એક વારમાં, તે કહીએ ઉપભોગ
વાર'વાર ભોગ આવે જીવને, તેને કહ્યો છે
પરીભોગ ॥૨॥

ઉપભોગ પરીભોગની, અવ્રત કહી ભગવાન
તેનો ત્યાગ કરે સતગુરૂ કને. તે સાતમુ વ્રત
પ્રધાન ॥૩॥

ઉપભોગ પરીભોગ કામ છે, તે ભોગ મહા
દુઃખ ખાન
કીમ્પાક ફળની દીધી ઓપમા, ભગવ'ત શ્રી
વર્ધ'માન ॥૪॥

### ઢાલ

આ પુર કામળ કોઇ ન લેશી, પાછા ચાહ્યા
ફીર પરદેશી (એ દેશી)

અ'ગોછા ૧ દાતણુ ૨ ફળ ૩ અભીગન ૪

ઉવટણુ પીઠી ૫ ને મંજણુ ૬ વસ્ત્ર ૭ વીલેપન
૮ પુષ્પ ૯ આભરણુ ૧૦ ધુપખેવણુ ૧૧ પીવણુ
૧૨ ને ભખ્ખન ૧૩ ॥૧॥

ઓદન ૧૪ સુપ ૧૫ વીગય ૧૬ શાક ૧૭ વીમાસ
મહુર ૧૮ જીમણુ ૧૯ પાણી ૨૦ મુખવાશ ૨૧
વાહન ૨૨ સયન ૨૩ પન્ની ૨૪ સચિત ૨૫
દ્રવ્ય ૨૬ સંખ્યા કરી ત્યાગે એકચીત ॥૨॥

એ છવીશ બોલ તણું પ્રમાણુ, ધન્ય ત્યાગે તે
સમતા આણુ
નામ લેઇ ખુલાસો કર લીજે, કરણુજોગ સહીત
વ્રત કીજે ॥૩॥

એ છવીસ બોલ ભોગવીયા સંતાપ, ભોગવાયા
પણુ લાગે પાપ
અનુમોદયા ધર્મ કયાથી હોય, ત્રણુ કરણુ સરીખા
જોય ॥૪॥

મુર્ખને દીલ વાત ન બેસે, ન્યાય છોડી ઝઘડામે
પેસે
સુગુરૂ છંડી કુગુરૂથી પરચા, ભારી થાય કરે
ઊંધી ચરચા ॥૫॥

વ્રત અવ્રત કહ્યો જીન ન્યારી, સમઝે નહી
તેના કર્મ ભારી

મુઢમતી નવ તત્વ ન જાણે, લીધી ટેક છોડે
નહી તાણે ॥૬॥

છવ્વીશ બોલ તણો આગાર, તે તો અવ્રત
આશ્રવદ્વાર
ત્યાંયે કઇ ઉપભોગ પરીભોગ, તેને ભોગવે તે
તો સાવદ્ય જોગ ॥૭॥

તેનો ત્યાગ કરે મન સમતા આણુ, શકતી
મુજબ કરે પચખાણુ
એક કરણુ ત્રણુ જોગથી ત્યાગે, ત્હારે પોતે
ભોગવવાનો પાપ ન લાગે ॥૮॥

બે કરણુ ત્રણુ જોગથી પચખાણુ, તેને છઃભાગાનો
પાપ ટાલ્યો જાણુ
તે તો પોતે પણુ ભોગવે નહી કાય, બીજાને પણુ
ભોગવાવે નહી તાય ॥૯॥

ત્રણુ કરણુ ત્રણુ જોગથી ત્યાગે, તેને નવ ભાગાનો
પાપ ન લાગે
ભોગવે નહી ભોગવાવે નહી, ભોગવવાવાલાને
વખાણે નહી ॥૧૦॥

જે જે શેરી છુટી રહી તાંહી, તેથી પાપ કર્મ
લાગે છે આઇ
જે શેરી રોકી તે સંવર દ્વાર, તેથી પાપ ન
લાગે લગાર ॥૧૧॥

છુટી શેરીમાં શ્રાવક ખાય ખવડાવે, ખાતાને
પણ છુટી શેરીમાં શરાવે
બંધ શેરીમાં ખાવે ખવડાવે નહી, અનુમોદના
પણ ન કરે કાંઇ ॥૧૨॥

શ્રાવક માંહોમાંહી છ કાય ખવડાવે, વળી છ
કાય મારીને જમાડે
એ અવ્રત સાવદ્ય જોગ વેપાર, તે માંહી ધર્મ
નહી લગાર ॥૧૩॥

શ્રાવકને માંહોમાંહી છ કાય ખવડાવે, વળી છ
કાય મારીને જમાડે
તે માંહી ધર્મ મીથ્યાત્વી જાણે, કર્મ તણે વશ
ઊંધી તાણે ॥૧૪॥

વ્રત આશ્રી શ્રાવકને કહ્યો છે ધર્મી, અવ્રત આશ્રી
કહ્યો અધર્મી
તેથી શ્રાવકને ધર્માધર્મી જાણો, પન્નવણા
ભગવતીથી જોઇ પીછાણો ॥૧૫॥

શ્રાવકનું ખાવું પીવું ને ગેહણું, માંહોમાંહી
લેવુ ને દેવુ
એ ત્રણે કરણ અવ્રતમાં ઘાલ્યા, ઉવાઇ, સુગડાંગ
મેં ચાલ્યા ॥૧૬॥

શબ્દ રૂપ રસ ગંધ સ્પર્શો, રાખ્યા છે તેની
લાગી રહી આશા

એ છે ઉપભોગ પરીભોગ, તેના મળે છે વીવીધ
સંયોગ ॥૧૭॥

રાખ્યા છે તેની અવ્રત જાણો, તેનો સમય
સમય પાપ લાગે આણો
તેને ત્યાગ્યા થશે સંવર સુખદાય, તેને અવ્રતનો
પાપ મિટ જાય ॥૧૮॥

ઉપભોગ પરિભોગ ભોગવે છે જાણી, તેથી પાપ
લાગે છે આણી
ભોગવાવ્યાથી બીજે કરણપાપ, તેથી થાય બહુ
સંતાપ ॥૧૯॥

અનુમોદે તે સરાવે જાણ, તેથી પણ પાપ લાગે
છે આણ
શ્રાવકના ઉપભોગ પરિભોગ, એ ત્રણે કરણ
સાવદ્ય જોગ ॥૨૦॥

જગન્ય મધ્મમ ઊત્કષ્ટા જાન, શ્રાવક ગુણ રત્નાની
ખાણ
તેનું ખાવુ પીવુ અવ્રતમાં જાણો, તેને રૂડી રીતે
પીછાણો ॥૨૧॥

જગન્ય ભાવકને અવ્રત ઘણેરી, ઉત્કષ્ટા શ્રાવકને
અવ્રત થોડેરી
પણ તે અવ્રત આશ્રવ પાપનો નાલો, તેથી પાપ
આવે દગચાલો ॥૨૨॥

શ્રાવક તપ કરે લાવી હુલાસ, ઉપવાશ છઠ
કરે છમાસ
સાવદ્ય જોગ રૂંધ્યાં સંવર થાય રૂડો, તપથી
કર્મ કરે ચકચુરો ॥૨૩॥

તપ પુરો થયા પછી અવ્રત આગાર, ખાવો
પીવો તે સાવદ્ય જોગ વેપાર
તેથી કર્મ લાગે છે આય, તે પાપ થશે જીવને
દુઃખદાય ॥૨૪॥

પારણુ કરે તે પહેલે કરણુ જાણો, કરાવે તે
બીજે કરણે પીછાણો
શરાવણવાલો છે ત્રીજે કરણે, આ ત્રણેનો બુદ્ધીવંત
નીરણો ॥૨૫॥

પહેલે કરણુ તો પાપ બંધાવે, તો બીજે કરણુ
ધર્મ કહાંથી થાવે
ત્રીજે કરણુ ધર્મ નહી લગાર, આ ત્રણેના સાવદ્ય
જોગ વેપાર ॥૨૬॥

સાવદ્ય જોગથી લાગે છે પાપ, તેથી જીન આજ્ઞા
ન દે આપ
જો શ્રાવકને જમાડથા ધર્મ થતા, તો અરીહંત
ભગવંત આજ્ઞા દેતાં ॥૨૭॥

કોઇ કહે શ્રાવકને જમાડયા ધર્મ, તે ભુલી ગયા
અજ્ઞાની ભર્મ

પોતે જમ્યા લાગે પાપ કર્મ, તો બીજાને
જમાડયા કેમ થશે ધર્મ ॥૨૮॥
કોઇ કહે લાડુ ખવાડયા ધર્મ, તે તપ કરે
તેથી મારા કટશે કર્મ
તેથી હુ બીજાને લાડુ ખવડાવા, લાડવા માટે
અપવાશ કરાવા ॥૨૯॥
પછી તે કરશે તે તેને હોય, પણ લાડવા ખવડાવ્યા
ધર્મ ન હોય
લાડવા ખવડાવ્યા તો એકાંત પાપ, શ્રી જીન
મુખસે કહ્યો છે આપ ॥૩૦॥
શ્રાવકને લાડવા ખવડાવ્યા ધર્મ જો હોય, તો
એહવો ધર્મ કરે હરકોય
મોટા મોટા શ્રાવક હતા ધનવંત, એમ લાડવા
ખવડાવી ધર્મ કરંત ॥૩૧॥
મોટા મોટા સેનાપતિ તાહી, તેને હતી ધર્મની
ચાંહી
ખવાડયા ધર્મ હોય તો આઘો નહી કાઢતા,
લાડુ ખવડાવી કામ સરાણે ચાઢતા ॥૩૨॥
જો શ્રાવકને લાડવા ખવાડયા ધર્મ, ખવાવણુ
વાલાના કટ જાય કર્મ
તો ચક્રવર્તી વાસુદેવ બલદેવ, તે તો ધર્મ કરતા
સ્વમેવ ॥૩૩॥

લાડવા ખવડાવ્યા થાય જો ધર્મ, શ્રાવકને લાડવા
ખવડાવ્યા કટ જાયે કર્મ
તો ચાર જાતના દેવ સ્વમેવ, એવા ધર્મ કરે
તતખેવ ॥૩૪॥
એહવા ધર્મથી શીવ સુખ હોય, તો દેવતા
આઘો કાઢતા નહી કોઇ
એહવો ધર્મ કરી પુરતા મનખંત, દેવભવથી
પાધરા મોક્ષ પહોચંત ॥૩૫॥
પણ લાડવા ખવાડયા ધર્મ છે નહી, ખાવો ખવડાવો
અવ્રત માંહી
તે માંહે ધર્મ કહે તે ભોળા, તેને મોહ કર્મના
છે ઝકોળા ॥૩૬॥
લાડુ ખવાડયા ધર્મ નહી ભાઇ, આ તો ખુલ્લી
દેખાઈ વીકલાઇ
આતો લોલપણો જીભ્યાનો સ્વાદ, પણ ભારી
કર્મો માંડયો છે વાદ ॥૩૭॥
ખાવું ખવડાવવું ત્યાગે સોય, ત્યારે સાતમું
વ્રત શ્રાવકને હોય
ત્યારે રોકાશે તે આવતા કર્મ, તેહીજ ઉજલો
સંવર ધર્મ ॥૩૮॥
ત્રણે કરણ જુદા જુદા કીજે, ત્યાગ અને આગાર
ઓળખી જે
અવ્રતમાં પાપ જાણી છોડી જે, વ્રતમાં ધર્મ
જાણી વ્રત લીજે ॥૩૯॥

માનવ ભવનો લાવો લીજે, દાન સુપાત્ર નીશ્ચય
દીજે, ધર્મનુ કામ જલદી કીજે, સત પુરૂષોની
સેવા વંછીત સીઝે ॥૪૦॥

## પંદર કર્માદાન

### દોહરા

ઉપભોગ પરીભોગનું, સાતમું વ્રત પ્રધાન
તે માંહી ઉપદેશીયા, પંદરે કર્માદાન ॥૧॥

### ઢાળ

ઇટ કરનારા શોનાર કંસારા, ભાડભુંજા, કુંભાર
લુહાર એ કર્મ કરીને પેટ ભરીજે, તેહ અંગાલીક
કર્મ કહીજે ॥૧॥

વેચે શાક ભાજી કંદમુળ, બીજાદીક ધાન તંદુલ
વેચે ફુલાદીક સર્વ વનરાઇ, તે વણ કર્મ કહીજે
રે ભાઇ ॥૨॥

વેચે ગારાદીક રથ કરાઇ, ચોકી પાટ પલંગ
બનાઇ
કમાડ થાંભલાદીક તે વેચાવે, તે ત્રીજો સાડી
કર્મ કહાવે ॥૩॥

દુકાન હવેલી ભાડે થાપે, રોકડ નાણું વ્યાજે
આપે
ગાડાદીક ભાડે દે જેહ, ભાડી કર્મ કહીજે તેહ ॥૪॥

વેચે નાળીયેરાદીક ફોડી, વળી અખરોટ સોપારી
તોડી
પથ્થર ફોડ દલે પીસે ધાન, પાચમું ફોડી
કર્માદાન ॥૫॥

કસ્તુરી કેવડા, હાથીદંત, મોતી અગર પાપ
અનંત
ચામ હાડ સીગનો વેપાર, છઠો કર્માદાન એ
ધાર ॥૬॥

સાતમો ભેદ બીજુ સલઆલ, વેચે લાખ ગલી
હરતાલ
કસુંબાદીક રંગણુપાશ, દોષ ઘણો કહ્યો જીન
તાશ ॥૭॥

મધ માંશ માખણને દારૂ, મોટી વીગય કહી
જીન ચારૂ
દુધ દહી ઘી તેલ ગોળ જાણુ, આઠમુ એ રશ
વણીજ્ય પીછાણુ ॥૮॥

વેચે ઉટ ગધા બળદ ગાય, ઘોડા હાથી ભેદ
મંગાય
ઊન રૂ રેશમ થાન બનાય, કેશવાણીજ્ય એ
નવમું થાય ॥૯॥

સીગી મોશને અરીણુસાર, લીલો થુથો સોમ
લખાર

હરવંશી નરવંશી વણુજે, એ દશમુ વીષ વાણીજ્ય
કહીજે ॥૧૦॥

તલ સરસવ વીગેરે પીલાવે, શેરડી રસના ઘાણુ
કઢાવે
જંત પીલણુ અગ્યારમુ કર્મ, કરતાં વધે ઘણો
અધર્મ ॥૧૧॥

કાન ફડાવે નાક વીંધાવે, પાપી ખસીયા બળદ
કરાવે
બારમુ કર્માદાન નીલચ્છન, વતધારીને લાગે
લંછન ॥૧૨॥

બાળે ગામ નગર કરી લાય, જંગલાદીકમાં દવ
દે લગાય
બાળે મુડદાને આગ આપે, તેરમુ કર્મ એ રીતે
વ્યાપે ॥૧૩॥

ચૌદમું ભાગે નહી દ્રહતીર, ખેતમાંહી લાવી
મુકે નીર
સર દ્રહ તલાવ ખોટા સોષંત, એ કર્મ કરી
જીવ નરક પડંત ॥૧૪॥

સાધુ વીના સઘળા પોષી જે, પન્નરમુ અસંજતી
પોષ કહીજે
રોજગાર કરી તે ઉપર રહેવે, ખાવુ પીવું
અસંજતીને દેવે ॥૧૫॥

એ પંદર કર્માદાન વીસ્તાર, મર્યાદ બાંધી કરે
પરીહાર
એ પંદર કહ્યા સાવદ્ય જોગ વેપાર, કરે આજીવીકા
ચલાવણહારં ॥૧૬॥

## સાતમું વ્રત

## દોહરાનું ભાવાર્થ

જે છઠ્ઠા વ્રતમાં આગાર રહ્યો તે છુટવા સાતમુ વ્રત છે. સાતમુ વ્રત શ્રાવક ઉપભોગ પરિભોગ યથાશકિત ત્યાગ કરે જે ચીજ આહાર પાણી એક વાર ભોગમાં આવે તે ઉપભોગ કહેવાય કપડા દાગીના ઘર બાયડી ગાડી વિગેરે વારંવાર ભોગવાય તે પરિભોગ કહેવાય ઉપભોગ પરિભોગ ને ભગવાને કિંપાક ફળ સમ કહ્યા છે જે કિંપાક ફળ ભોગવતા સમય સારા ગમતા લાગે પછી મહા દુઃખ જીવ કાયા જુદા થાય માટે બને તેટલા આગાર રાખ્યો તે અવ્રત છે પાપ લાગે છે. માટે આગાર ઉપરાંત પચખાણ કરો તે સાતમું વ્રત છે પરિભોગ ઉપભોગના ઘણા ભેદ છે. અહિંયા છવીશ બોલના ભેદ કહે છે ॥ ૧ થી ૪ ॥

## ઢાલનો ભાવાર્થ

સાતમા વ્રતમાં છવીશ બોલની મર્યાદા કરી ઉપભોગ પરિભોગ ત્યાગ કરે તે વ્રત આગાર રાખ્યો તે અવ્રત છે છવીશ બોલ ૧ ઉવણીયાવિંહ=લુછવાની ચીજ, ૨ દંત

વિંહુ=દાંતણુ ૩ ફળવિંહુ=ફળ કેરી દાડમ કેળા વીગેરે ૪ અભિગણુ વિહું=મર્દન તેલ ચોપડવું ૫ ઉવટ્ટણુ-વિહું=પીઠી વીગેરે ૬ મંજન=નહાવુ તે ૭ વત્થ=કપડા ૮ વીલેંપેન=સુખડ કેશરનું ચોપડવું ૯ પુષ્પવિહું-ફુલ ૧૦ આભરણુવિહું=ઘરેણા ૧૧ ધુપવિહું=ધુગ અગર લોબાન કરવો ૧૨ પેજવિહું=પીવું તે ૧૩ ભખ્ખન-વિહું=ખાવુ તે ૧૪ ઉદ્દનવિહું=ભાતધાન ખાવુ ૧૫ સુપવિહું=દાલની વિધી ૧૬ વિગયવિંહુ=ઘી ગોળ છ વીગય ૧૭ સાગવિહું=સાક તરકારી ૧૮ મહુરવિહું=શેલડી વીગેરે ૧૦ જમણુવિહું=જમવું તે ૨૦ પાણીવિહું=પાણી ૨૧ મુખવાસવિહું=પાન લવેગ સોપારી એલચી ૨૨ વહાણુવિંહુ=ગાડી ૨૩ સયણુવિહું=પાટ બાજઠ ખુરશી મેજ બીછાના ૨૪ પન્નીવિહું=પગરખાં ૨૫ સચિત-વીહું=સચિત જીવ સહીત પૃથ્વી આદિક ૨૬ દ્રવ્ય-વિહું=દ્રવ્ય ચીજ આ છવીસ બોલની યથાશકતી આગાર ઉપરાંત ત્યાગ કરે તે શ્રાવકનું સાતમુ વ્રત છે ત્યાગ ન કરે જેટલા જેટલા આગાર રાખે તે સેવે સેવરાવે ભલો જાણે તે અવ્રત આશ્રવથી પાપ કર્મ લાગે છે પોતે ભોગવે તો પાપ ભોગવાવે તો પાપ, કારણુ કે બીજુ કરણુ છે અને ભોગવતાને સારૂ જાણે તો પાપ ત્રીજે કરણે છે પરંતુ મુર્ખ માનવ એકાએક માનતો નથી ન્યાયથી જોતા નથી ઉલટા લડવા માંડે છે સુગુરૂ છોડી કુગુરૂઓનું કહ્યું માને છે પણુ ન્યાયવાદી સમદ્રષ્ટિ જીવ સારી રીતે જાણે છે કે શ્રાવકને પહેલે કરણુ જે કામમાં

પાપ લાગે છે તે બીજે ત્રીજે કરણમાં જરૂર પાપ લાગે છે શ્રાવકનુ ખાવુ પીવુ પહેરવું ઓઢવું વીગેરે બધા કામમાં અવ્રત છે તેવો ઉવવાઇ અને સુયગડાંગ સુત્રમાં ખુલાશા પાઠ છે શ્રાવકને વ્રત માટે ધર્મી અવ્રતં માટે અધર્મી એટલે ધમી ધર્મી અને વ્રતા અવતી થી પન્નવણા શ્રી ભગવતી સુત્રમાં કીધા છે. વીવેકી જીવો વીચારે જો જો શબ્દ રૂપ ગંધ સ્પર્સ ઉપભોગ પરિભોગના આગાર રાખ્યા છે જેની આશા વંછા લાગી રહી છે જેના સંયોગ વિયોગ કરે છે પહેલાકરણે અવ્રત આશ્રવ છે તેનુ પાપ લાગે છે બીજાને ભોગવાવે તેનુ બીજે કરણે પાપ ભોગવવા વાલાને અનુમોદે ત્રીજે કરણે પાપ લાગે છે ભોગ ઉપભોગ ત્રણે કરણ સાવધ જોગ છે તેને ત્યાગ કરે તે શ્રાવક ને વ્રત સંવર થાય છે.॥ ૧ થી ૨૦ ॥ જઘન્ય મધ્યમ અને ઉત્કષ્ટ ત્રણ પ્રકારના શ્રાવક છે શ્રાવક રત્નોની ખાણ છે જેટલા જેટલા ત્યાગ તે અમુલ્ય રત્ન છે જો જો આગાર રાખ્યો ખાય છે પીયે છે પહેરે છે તે સર્વ અવ્રત અનર્થની ખાણ છે કામ છે નિર્ધનપણુ છે પોતે રાખે બીજાને રખાવે, રાખતાને ભલો જાણે તે કામ નિર્ધનપણુ અવૃત છે રત્ન એટલે વૃત પોતા પાશે રાખે બીજાને વૃત કરાવે તેને રત્ન આપ્યુ છે તેના કામ સિદ્ધ થાય છે રાખતા ને ભલો જાણે તે પણુરતન છે. જે જે ત્યાગ છે તે ધર્મ છે જો જઘન્ય શ્રાવક ને વ્રત થોડાને અવ્રત ઘણી ઉત્કષ્ટ શ્રાવકને અવ્રત થોડી ને વ્રત ઘણા છે.

અવ્રત આશ્રવ પાપનો બંધ છે પાપ આવે છે પાપ આવતું બંધ કરવા ચારીત્ર રૂપી તપ ગુણ ઉત્પન્ન કરે છે અપવાશ, છઠ્ઠ, અઠ્ઠમ છમાશ સુધી તપ કરવાથી ખાવા પીવા રૂપી સાવદ્ય જોગ રૂંધાય છે તેથી વ્રત સંવર થાય છે ભુખ તરશ સમ પરિણામોથી સહન કરે તેથી અશુભ કર્મ ક્ષય થાય છે તેથી નીર્જરા થાય છે. તપ પુરો થયે જે જે વસ્તુઓનો પારણામાં ઉપભોગ પરિભોગ કરવાનો આગાર છે તે ભોગવે છે ખાય પીએ છે અનેક તરાહના સાવદ્ય જોગ વેપાર કરે છે જેથી પાપ કર્મ લાગે છે તે જીવને દુઃખદાઇ છે પારણુ કરે તે પ્રથમ કરણ બીજાને પારણુ કરાવ્યું તે બીજે કરણ ને પારણુ કરે તેને ભલુ જાણે તે ત્રીજા કરણે અવ્રત છે પહેલા કરણમાં પાપ છે તો બીજાને ત્રીજા કરણમાં પાપ છે એટલે ધારણા ઉત્તર ધારણા પારણા કરવાવાળા સાવદ્ય જોગ સેવે છે તેની જીનાજ્ઞા નહી અવ્રત અધર્મ છે., તે કરાવવાવાલાને અવૃત અધર્મ છે અનુમોદન કરવાં વાલાને અવૃત અધર્મ છે ખાવામાં ધર્મ નથી તો ખવડાવવામાં ધર્મ નથી ને અનુમોદનમા ધર્મ નથી માટે શ્રાવકોનું ખાવુ ખવરાવવુ અનુમોદવુ ત્રણે કરણ શ્રી જીનેશ્વરની સાધુ મુનિરાજોની આજ્ઞા નથી શુદ્ધ નિગ્રંથ સાધુ અવ્રતની આજ્ઞા આપી શકે નહી કારણ કે સાવદ્ય કામને મન વચન કાયાથી સારા જાનતા નથી કોઇ શ્રાવક જમાડવામાં ધર્મ માને છે તે અજ્ઞાન છે મોહ કર્મ ઘણા છે અનાદિકાળથી ખાવુ ખવરાવવુ

અનુમોદવું સારૂ સમજી રહ્યો છે સમદ્રષ્ટી માનશ ખાણુ ખવરાવવુ ભલુ જાણુવુ વીગેરે ત્યાગ કરવામાં સાતમુ માને છે સદગુરૂનું કહેવુ છે કે વ્રત અવ્રત ઓળખો ને અવ્રત છોડો વ્રત અંગીકાર કરો અવ્રતમાં અધર્મ, વ્રતમાં ધર્મ સમજો મનુષ્ય ભવ પામવાનો સાર કુગુરૂ છોડી સદગુરૂ સેવો સુપાત્ર દાન આપો ધર્મના કામ કરો જીવનુ જલદી ભલુ થશે ॥ ૨૧થી ૪૦ ॥ ઇતી સાતમુ વૃતનો ભાવાર્થ પંદર કર્માદાનનો ભાવાર્થ

ઉપભોગ પરિભોગના ત્યાગ કરે તે સાતમુ વૃત છે તેમાં પંદર કર્માદાન કહે છે ૧ અંગાલકમ્મે=કોયલા, કળીચુનો છો, ઈંટ ભઠ્ઠી વીગેરેમાં બનાવે સોની કંસારા ભાડભુજા, લુહાર વીગેરે કોયલા નાંખી અગ્નિ સળગાવી કામ કરે તે, ૨ વણુ કમ્મે=લીલોતરી શાક પાન ફળ ફુલ ના કામ કરે વેચે ૩ સાડિકમ્મે=લાકડાના ગાડા રથ બાજઠ, સ્તુલ, પલંગ, કબાટ; થાભલા, વીગેરે બનાવે વેચે ૪, ભાડી કમ્મે=દુકાન, મકાન, જમીન ગાડા, ગાડી, વીગેરે ભાડે આપે રોકડ રૂપીયા વ્યાજે આપે ૫ ફોડી કમ્મે=નારીયેલ સોપારી અખરોટ પથ્થર તોડી ફોડી અનાજ દળવુ પીસવુ વીગેરે ૬ દંતવણીજે= દાંત, કસ્તુરી, કેવડા, હાથીદાંત, મોતી, ચામડા હાડડાનો વેપાર ૭ લખ્ખવણીજે=લાખ, આળ, ગળી, ખગુલી હરતાળ વીગેરેનો વેપાર ૮ રસવણીજે ઘી, તેલ, ગોળ, દુધ, દહી અને દારૂ માંસ માખણ

વીગેરેનો વેપાર ૯ કેશવણીજે=ઉંટ ગાય, ગધેડા બળદ, હાથી, બકરા, ઘેટાંના વાળનો વેપાર ૧૦ વીષવણીજે=ઝેર સીગી, મોરા, અફીણુ, આંકડા પોસદોરા, મોર થુથા, સોમલખાર, હરવંશી, નરવંશી વીગેરે ઝેરનો વેપાર ૧૧ જંતપીલણીયાકમ્મે-ઘાણી મશીન સંચામાં તલ સરસવ, સીગ શેરડી વીગેરે પીલી વેચવુ તે ૧૨ નીલંછનકમ્મે-કાન નાક વીધાવવા ફડાવવા બળદ પ્રમુખને ખસી કરવાના કામ ૧૩ દવગદાવણીયાકમ્મે-ગ્રામનગર જંગલ પહાડ મુડદા વીગેરેમાં આગ સળગાવવી ૧૪ સરદહ તળાવ સોષણીયાકમ્મે-સર, દ્રહ, તળાવ, નદી વગેરે સોષવા મોરી ખોલવી પાણી કાઢવું વીગેરે ૧૫ અસઇજણ પોષણીયા કમ્મે-અસતી જન તે અસંજતીનું પોષણ રોજગાર કરવો સા દ્વીપ પંદર ક્ષેત્રમાં જઘન્ય બે હજાર ક્રોડ ઉત્કષ્ટા નવ હજાર ક્રોડ છે તે સિવાય બીજા અસંયતીજીવોને ખવડાવવું પીવડાવવું પહેરાવવુ વીગેરે પોષણ કરવુ અથવા પોષવા નીમિત્તે રોજગાર વેપાર કરવો પંદર કમ્માંદાન છે તે સર્વે કમ્માંદાન કર્મ બંધન છે શ્રાવકને છોડવા યોગ્ય છે આદરવા યોગ્ય નથી ગૃહસ્થથી છોડાય નહી માટે મર્યાદ ઉપરાંત યથાશકિત ત્યાગ કરે તે ધર્મ છે આગાર રાખ્યો તે અવ્રત અધર્મ છે તેનાથી પાપ લાગે છે.

## દોહરા

### આઠમુ અનર્થ દંડ પરીહાર વ્રત

સાતમો વૃત પુરો થયો હવે આઠમાનો વીસ્તાર
અર્થ અનર્થ ઓલખવા ભણી, તેહનો સાંભળો
વીચાર ॥૧॥
સાત વૃત આદરતાં થકાં, બાકી અવૃત રહી છેતાંય
તેથી નીરંતર જીવને, પાપ લાગે છે આય ॥૨॥
તે અવ્રતના બે ભેદ છે, તેમ એક અર્થ દંડજાણુ
બીજો અનર્થ દંડતણો, તેથી પાપ લાગે છે આણુ ॥૩॥
અનર્થ તે મતલબ આપને, સાવધ કરે
વીવીધ પ્રકાર
અનર્થ તે મતલબ વીના, પાપ કરતાં ડરે ન
લગાર ॥૪॥
પાપ કરે અર્થ અનર્થ કારણે, તેને સારી રીતે
પીછાણુ
અર્થ દંડ છોડવું દોહીલુ, પણ અનર્થ ના કરે
પચખાણુ ॥૫॥
અનર્થ દંડ તણા ભેદ અતિ ઘણા, તે પુરા
કહ્યા ન જાય
થોડા પ્રગટ કરૂ, તે સાંભળ જો ચિત્ત લાય ॥૬॥

## ઢાલ

પહીલો ભેદ કહ્યો અપધ્યાન, તેથી બાંધે અનર્થ ખાન

બીજો ભેદ પ્રમાદ જ આખે, ઘી આંદિકના વાસણ
ઉઘાડા રાખે ॥૧॥
હથીઆર જોડી કરે વીસ્તાર, પાપ ઉપદેશ દેવે
વીવીધ પ્રકાર,
એ અનર્થના કરે પચખાણ, સુદ્ધ પાળે જીનવર આણ ॥૨॥
અનર્થ દંડ કેમ કહી જે, અર્થ દંડ થી તે ઓળખી જે,
તેના ભેદ વીવીધ પ્રકાર, સંક્ષેપ માત્ર કરૂ વીસ્તાર ॥૩॥
માઠા ધ્યાનનો બે પ્રકાર, જે જગમાં ધ્યાવે નરનાર
આર્ત્ત રૌદ્ર ધ્યાન ધ્યાવે લોક, પામે વીવીધ
હર્ષને સોગ ॥ ૪॥
શબ્દાદીક ઇન્દ્રીયાના ભોગ, તેહનો વંછે સંજોગ વીજોગ
રોગાદીક લાગે અણગમતાં, ભોગ ભોગવતા
લાગે ગમતાં ॥ ૫ ॥
આ વીધી જીવ રાચેને વીરચે, આપ અર્થ
કુટુંબને પરચે
ઠાકુર ચાકર સગાસ્નેહી, ઘરાક સંબંધી આદી
સહી ॥ ૬ ॥
જે સુખીએ સુખ વેદે આપ, તે દુઃખી પામે
સોગ સંતાપ
તે પણ ટાળે સમતા આણ, અનર્થ ધ્યાવારા
કરે પચખાણ ॥ ૭ ॥
રૌદ્ર ધ્યાન હીંસા જે ધ્યાવે જુઠ ચોરી કેદખાને દીરાવે
અર્થે કરે પણ ધ્રુજે તંન, અનર્થ. ધ્યાન તજે
એક મન ॥ ૮ ॥

શી આહિકનો વેપાર કરતાં, ગરમ આદીક ાર્ય
અણુ સરતાં
આ વીધી અર્થ ઉઘાડા રાખે તાંઈ, તેના જતન
કરે. ચિત્તલાઇ ॥ ૯ ॥
પ્રમાદને વશ આળશ આણુ, ઊઘાડા રાખ-
વાના પચખાણુ
ઘંટી ઉખલ મુશળ રાખે, મારે ચાલે નહી એ પાખે ॥૧૦॥
અનર્થ રાખવાના પચખાણુ, એહવો વ્રત કરે
મન આણુ
અર્થે પણ રાખતા શંકાય, અનર્થે પણ રાખે
નહી ત્યાય ॥૧૧॥
ભાઈ ભત્રીજા ચાકર પેખં, તેને દે પાપના ઉપદેશ
ખેતી વેપાર સોદા કરો ભાઇ, બેઠા ખાશો
કોની કમાઇ ॥૧૨॥
બુદ્ધીવંત નર જ્ઞાનથી દેખે, કહેતા લાગે પાપ વીશેષે
તો અનર્થ કોણુ ઘરમાં ઘાલે, તેથી કર્મ ઘણુા ઝાલે ॥૧૩॥
જશકીરતી માન મોટાઈ કાઝ, વળી શરમા
શરમી લોકોની લાજ
વળી ઘર ઊકારણુા ને તાંહી, હીંસાદીક કરે તે
અર્થ દંડ માંહી ॥૧૪॥
જે કામ કરતા કરે લોક ભંડ, તે કર્તવ્ય છે
અનર્થ દંડ
છ છંડી રાખી તે અર્થ દંડ માહી, તેને માટે
હીંસાદી કરે છે તાંહી ॥૧૫॥

શુંયગડાંગ અધ્યયન અઢારમાં મઝાર, અનર્થના
કહ્યા છે આઠ આગાર
આત્મા ન્યાતીલાને કામ, હીંસાદીક કરે છે તામ ॥૧૬॥
આધાર તે ઘર હાટાદીક કામ, પરીવાર ને દાસ
દાસી નામ
મંત્રી નાગ ભુત યક્ષ દેવ, તેને નીમીત્ત હીંસાદી
કરે સ્વમેવ ॥૧૭॥
આલોક પરલોક, જીવવું મરવું ને કામ ભોગ
તેને અર્થ વાંછા કીધા પાપ લાગે, અનર્થ કર્યા
આઠમુ વૃત ભાગે ॥૧૮॥
અસંયતી જીવોનું જીવવું ચહાવે, અસંયતી
જીવોથી ખુશી થાવે
અર્થ વંછયા તો અર્થ પાપ લાગે, અનર્થ
વંછયા તો આઠમું વૃત ભાંગે ॥૧૯॥
અસંયતીનો મરવો ચહાવે, અથવા તેને મારે
મરાવે
અર્થે મારા મરાયાં પાપ લાગે, અનર્થે મારા
મરાયા વૃત ભાંગે ॥૨૦॥
ગ્રહસ્થીને કામ ભોગ ભોગવાવો ચહાવે, અથવા
તેને કામભોગ ભોગવાવે
અર્થ ભોગવાવયાંથી પાપ લાગે, અનર્થે ભોગ-
વાવીયાંથી વૃત ભાંગે ॥૨૧॥
ગ્રહસ્થીને ઉપભોગ પરીભોગ ભોગવાવે, તેને
નીશ્ચય પાપકર્મ બંધાવે

અર્થે ભોગવાવ્યા અર્થ લાગે, અનર્થે ભોગવા૦ ।
આઠમુ વૃત ભાંગે ॥૨૨॥

ગ્રહસ્થીનું કામ કરે અંશ માત્ર, તેને નીશ્ચય
પાપ લાગે સાક્ષાત
અર્થે કીધા તો અર્થ પાપ લાગે, અનર્થે કીધા
આઠમુ વૃત ભાગે ॥૨૩॥

કહી કહીને કેટલોએક કહુ, અર્થ અનર્થ દંડ
છે એહુ
તેમાં અર્થની અવૃત રાખી છે જાણુ, અનર્થ
દંડ તણુપચખાણુ ॥૨૪॥

સારી રીતે ઓળખી લીજે, કરણુજોગ
સહીત વૃત કીજે
તેમાં શેઠી શેરી તેમાંહી ધર્મ, છુટી શેરી તેહીજ
અધર્મ ॥૨૫॥

આઠમાં વૃતનો ઘણો વીચાર, આ અલ્પમાત્ર
કહ્યો વીસ્તાર
હવે નવમું વૃત કહું છું તાય, સાંભલજો
ભવીયત ચીત્તલયાય ॥૨૬॥

## ભાવાર્થ દોહરા

આઠમા વ્રત અનર્થ દંડ ત્યાગ સાત વ્રત આદરતા જે અવ્રત બાકી રહી તેથી જીવને નીરંતર પાપ લાગે છે જેમાં એક અર્થ અને બીજુ અનર્થ, અર્થ એટલે મતલબને માટે અને અનર્થ એટલે વગર . મતલબ

સાવદ્ય જોગ વર્તે ગ્રહસ્થને પોતાની મતલબ ને માટે પાપ કરવુ પડે છે પણ વગર મતલબનુ પાપ કરવાના જરૂર પચખાણ કરવા જોઇએ અનર્થ દંડ અવ્રત મટે અનર્થ પાપ અનેક પ્રકારે થાય છે થોડા નીચે વર્ણવુ છુ ॥૧ થી ૬॥

## ઢાલનો ભાવાર્થ

આત્મ ને બે પ્રકારે દંડ લાગે છે એક અર્થ દંડ અને બીજો અનર્થ દંડથી પાપ લાગે છે અનર્થ દંડના ચાર ભેદ છે ૧ અપધ્યાન ૨ હુંસ પયાણું ૩ પ્રમાદ ૪ પાપ કર્મનો ઉપદેસ અપધ્યાનના બે ભેદ છે ૧ આર્યધ્યાનને ૨ રૂદ્રધ્યાન શબ્દાદિક પાંચ ઈંદ્રિયોના તેવીશ વિષયની ઇચ્છા કરવી પ્રીય ગમતી વસ્તુનો સંયોગની ઇચ્છા અને અપ્રીય અણગમતી વસ્તુનો વિયોગ ચાહવુ નિરોગ્યતા સુખ શાતાથી ખુશી અને નઆરોગ્યતા અને અશાતાથી નારાજ થવુ તે આર્તધ્યાન છે પર જીવની હિંસા ચાહવી જુઠુ બોલવુ બીજાને દુઃખ દેવુ કેદ કરવુ વીગેરે ઈચ્છવુ રોદ્ર ધ્યાન છે.

આ પહેલો ભેદ છે હિંસામાં પ્રવતવુ શસ્ત્ર હથી-ચાર જોડવા તીખા કરવા બીજો ભેદ છે પ્રમાદ વશ ઘી તેલ વીગેરે ના વાસણ ઉઘાડા મુકવા તેમાં ઘણા જીવાની હિંસા થાય તથા ઘંટી ઉખલ મુશલ સંચા વીગેરે વગર જોયે ચલાવે તે ત્રીજો ભેદ છે ભાઈ ભત્રીજા

અથવા બીજા ને પાપ કર્મ કરવા ઉપદેશ દેવો નકામનાં બેઠા બેઠા શુ કરો છો ખેતી કરો કુવા તળાવ ખોદો વેપાર કરો વીગેરે અનેક તરાહનો ઉપદેશ આપવો ચોથો ભેદ છે એ ચારે ભેદ પોતા માટે કરે તો અર્થ દંડ અને વગર મતલબ કરે તો અનર્થ દંડ છે પોતાની મોટાઇ શોભા નીમિત્ત અભિમાન વશ શરમાં શરમી લોકોની લાજથી સ્વાર્થ વશ થઇ ઉપરના ચાર માંહેલો કામ કરવાથી પાપ લાગે છે તે અર્થ દંડ છે વગર મતલબે ઉપરના ચાર માંહેલા કામ કરવાથી અનર્થ દંડ લાગે છે માટે શ્રાવકે અનર્થ દંડ ઓળખી ત્યાગ કરવો જોઇયે અને અર્થ દંડ યથા શકિત મર્યાદ ઉપરાંત ત્યાગ કરવો જોઇયે શ્રાવકે અર્થ અને અનર્થ દંડનો ત્યાગ પચખાણ કરે ને વૃત છે આગાર રાખે તે અવૃત આશ્રવ પાપ કર્મ છે । ૧ થી ૧૫ ॥

શ્રીસુયગ ડાંગ સુત્રમાં અનર્થ દંડના આઠ પ્રકાર ના આગાર શ્રાવકે રાખ્યા કહ્યા છે ૧ આએહિઊવા પોતાની આત્માને માટે ૨ નાએહેઊવા=ન્યાતીલા સગા સંબંધી માટે ૩ આધારેહેઊવા=પોતાના ઘર પોતાના આશ્રિત માટે ૪ પરિવારેહેઊવા=પુત્ર પોત્ર દાશદાસા પારવાર માટે ૫ મિત્તહેઊવા=મંત્રી દોસ્ત માટે ૬ નાગ હેઊવા=નાગદેવતા માટે ૭ ભુત હેઊવા=ભુત દેવતા માટે ૮ જક્ષહેઊવા=જક્ષ દેવતા માટે એ આઠ પ્રકારના આગાર ઉપરાંત શ્રાવક અનર્થ

દંડના ત્યાગ કરે તે આઠમુ વ્રત છે તેજ ત્યાગ એ ધર્મ છે આગાર રાખ્યો તે અવ્રત આશ્રવ પોતાની કચ્ચાઇથી પાપ કર્મ લાગે છે પહેલુ પોતાની આત્માથી તે આઠમુ જક્ષ માટે જે જે હિંસા કરે છે તેમાં ધર્મ નથી આલોક પરલોક જીવતવ્ય મરણુ કામ ભોગ એ પાંચેની ઇચ્છા પોતાના મતલબને માટે કરે તેમાં પાપ લાગે છે વગર મતલબે આગાર ઉપરાંત કરે તો આઠમુ વ્રત ભાંગે છે અસંયતી જીવો નો જીવવુ મરવુ પોતાને માટે ઇચ્છે તો પાપ લાગે છે વગર મતલબે ઇચ્છે તો આઠમુ વ્રત ખંડીત થાય છે ગ્રહસ્થિ કામ ભોગની ઇચ્છા પોતાના સ્વાર્થને લીધે ભોગવે, તો પાપ સ્વાર્થ વગર ગ્રહસ્થિને ભોગવાવે તો આઠમાં વ્રતનો ભંગ એટલે ગ્રહસ્થિનુ જરા પણુ કામ કરે કરાવે અનુમોદે ત્રણે કરણે પાપ લાગે શ્રાવક કરે કરાવે અનુમોદે તે સંસાર વહેવાર સમઝે, ધર્મ સમઝે નહી, ધર્મ તો ત્યાગ કરે તેમાં છે સ્વામી શ્રી ભીખનજી ફરમાવે છે કે અર્થ અને અનર્થ બે પ્રકારે પાપ લાગે છે માટે શ્રાવક અનર્થ પાપ ત્યાગે તે આઠમા વ્રતમાં છે આઠમા વ્રતને સારા સમજી યથાશકિત કરણુ જોગ સમજી ત્યાગ પચખાણુ કરવા જોઇયે જેમાં જે શેરી રોકી તે ધર્મ છે શેરી રોકી નહી તે અધર્મ છે ॥ ૧૯થી ૨૬ ॥

ઇતી.

## નવમું વ્રત

પાંચ અણુવૃત પાલતાં, ગુણવૃત દેશ કહાય
શીખા વૃત ચારૂ ચોકડી, કહે ઉપમા લ્યાય ॥૧॥
જેમ દેવળ કળશ ચઢે, મુગટ મસ્તક અંત
એમ સમ દ્રષ્ટી જીવડા, શીખા વૃત પાલંત ॥૨॥
વૃત આઠ પહેલા કહ્યા, જાવ જીવ લગજાણ
શીખા વૃત ચારે તણા, વીવીધપણે પચખાણ ॥૩॥
સામાયક મુહુર્ત એકની, જો કરે ચિત્ત લગાય
દેશાવગાશી વૃતના, જેમ કરે તેમ થાય ॥૪॥
પોશો થાય દીન રાતનો, ધ્યાવે નીરમળ ધ્યાન
બારમુવૃત શુદ્ધ સાધુને, પ્રતી લાભ્યાંથી જાન ॥૫॥

### ઢાળ

સામાયક સમતાપણે, સાવધ જોગ પચખાણજી
કાલ થકી મુહુરત એકની, દુવીહં તીવીહેણં
જાણજી ॥૧॥
શીખાજી વૃત આરાધીએ
ઊત્કષ્ટે ભાંગે કરી, તણ કરણ ત્રણ જોગજી
ગૃહવાસ તણી વારતા તણો, ન કરે હર્ષ ને
સોગજી શી૦ ॥૨॥
ઉપગરણ સામાયક કરતા રાખીયા, તે ઉપરાંત
કીયા પચખાણજી
રાખ્યા તે અવૃત પરીભોગની, તેનો પાપ નીરંતર
જાણજી ॥૩॥

જે ઉપગરણ સામાયકમાં રાખીયા, તેના પણ
કરે પ્રમાણજી
બાકી ત્રણ કરણ ત્રણ જોગથી, પાંચે આશ્રવના
પચખાણજી શી૦ ॥૪॥
ઉપર પહેરે ઓઢે વાપરે, બીછાણાદીક કરે
વારંવારજી
તે શરીરની શાતા કારણે, તે તો સાવદ્ય જોગ
વેપારજી શી૦ ॥૫॥
વળી ગહેણાં આભરણ કને રહ્યા, તે પણ અવૃતમાં
જાણજી
તેનો પાપ નીરંતર જીવને, સામાયકમાં પણ
લાગે છે આણજી ॥શી૦ ॥૬॥
તે ગહેણા આભરણના જતન કરે, તેનાથી રાજી
થાય તે વારજી
આઘા પાછા સમારે ને અવસરે, સાવદ્ય જોગ
વેપારજી ॥શી૦ ॥૭॥
ઉપગ્રણ ગહેણાં કને રાખ્યા. તે તો નહી આવે
સામાયકને કામજી
કામ તો આવે પરીભોગમાં, સુખશાતા શોભાદીક
તામજી ॥શી૦ ॥૮॥
સામાયકની દીધી જીન આજ્ઞા, તે સામાયક છે
સંવર ધર્મજી
ઉપગહણ ગ્રહણા પરી ભોગવ્યાં, તેથી તો લાગે
છે પાપ કર્મજી ॥શી૦ ॥૯॥

સામાયકમાં શ્રાવકની આત્મા, અધીકરણ કહી
જીનરાયજી
ભગવતીને શતક સાતમાં, પહીલા ઊદેશાં માંયજી
॥શી૦॥૧૦॥

અધીકરણ તે શસ્ત્ર છઃકાયનો, તેની સંભાળ કરે
અંશમાતજી
તેની સાર શંભાર જતન કરે, તે સાવધ જોગ
સાક્ષાતજી ॥શી૦॥૧૧॥

કપડો ઓઢે પહેરે વાપરે, વળી વયા વચ કરે તાયજી
તેણે અધીકરણને સાંતરો કીધો, તેની આજ્ઞા નહી
હે જીનરાયજી ॥શી૦॥૧૨॥

અંશ માત્ર શરીરનો કામ કરે, તે તો સાવધ
જોગ છે તાયજી
તેથી પાપ લાગે છે જીવને, તેની આજ્ઞા નહી દેવે
જીનરાયજી ॥શી૦॥૧૩॥

હાલવો ચાલવો શરીરનો, સુખ શાતા માટે
કરે જાણજી
તે સાવધ જોગ શ્રીજીન કહ્યા, તેથી પાપકર્મ
લાગે છે આણજી॥શી૦॥૧૪॥

તે કર્તવ્ય કીધા જીન આજ્ઞા નહી, તે સાવધ
જોગ સાક્ષાતજી
જે કર્તવ્ય કીધા જીન આજ્ઞા, તે નીરવધ જોગ
વીખ્યાતજી॥શી૦॥૧૫॥

ઉપગરણ ગહેણા શરીરના, જતન શોભા કરે
સામાયક મઝારજી
તેની જીન આજ્ઞા નહી સર્વથા, તે સાવધ
જોગ તણા વેપારજી ાશી૦ા૧૬ા

પાસે રાખ્યા તેના જનત કરે, આ રાખ્યો
સામાયકમાં આગારજી
સામાંયક કરતા જે નહી રાખીઆ, તેના જતન
ન કરે લગારજી ાશી૦ા૧૭ા

શ્રાવકના ઉપગરણ છે અવૃત મઝે, કહ્યા શિવાઇને
શુયગ ડાંગજી
તેને સેવે સેવરાવે તે સાવધ જોગ છે, તેની
આજ્ઞા નહી દે જીનરાજજી ાશી૦ા૧૮ા

કોઇ કહે સામાયક કીધી તેહને, સાવદ્ય જોગ
પચખાણજી
તેને પાપનો આગાર કહાંથી રહ્યો, કોઇ એવી
પુછા કરે આણજી ાશી૦ા૧૯ા

તેને જવાબ એમ દીજીએ, સર્વ સાવદ્યના નહી
પચખાણજી
સર્વ સાવદ્યના ત્યાગ સાધુતણે, તેહની કરો
પીછાણજી ાશી૦ા૨૦ા

છઃ ભાગા સમાયકમે પચખીયા, તેને ત્રણ
ભાગાનો આગારજી

તેને પાપ લાગે છે નીરંતરે, એવા સાવદ્ય જોગ
વેપારજી ।।શી૦।।૨૧।।
તેને પુત્રાદીક હુવા હર્ષ હુવે, મુવા ગયા થાય
સોગજી
ઇત્યાદીક આગાર સામાયક મઝે, એહવા સામયકમે
સાવદ્ય યોગજી ।।શી૦।।૨૨।।
ગેહણા કપડા રાખ્યા તેહના, જતન કરે સામય-
કને માંહીજી
તે પણ સવદ્ય જોગ છે, તેની આજ્ઞા ન દેવે
જીનરાયજી ।।શી૦।।૨૩।।
શરીર કપડાદીક તેહના, જતન કરેસામાયક માંયજી
આગ ચોરાદીકના ભયથકી, એકાંત સ્થાનક જય-
ણાથી જાયજી ।।શી૦।।૨૪।।
તે પણ સાવદ્ય યોગ છે, આગાર સેવ્યો સામા-
યક માહીજી
સામાયકમે સમતા રાખવી, ચીત્ત ન ચલાવણુ
તાહીજી ।।શી૦।।૨૫।।
આગ સર્પાદીકના ભયથકી, જયણાથી નીસર જાય
બાગજી
બાજુમાં માનશ બેઠો હુવે, તેને તો નહી લે
જાવે બહારજી ।।શી૦।।૨૬।।
આપનો તો આગાર રાખીયો, બીજાનો નહી
આગારજી

બીજાને ત્યાગા સામાયક મઝે, તેને કંઈ વીધ
લે જાવે બહારજી ાાશીાારળા
આગ ચોરાદીકના ભયથકી, રાખ્યો તે દ્રવ્ય લે
જાયજી
બાજુમાં કપડાદીક હુવે ઘણા, તેને તો બહાર
ન લે જાવે તાયજી ાાશીાારઽા
રાખ્યા તે દ્રવ્ય લેજાવતાં સામાયકનો
ભંગ ન થાયજી
ત્યાગા છે તેને લેજાવતાં, સામાયક વ્રત ભાંગ
જાયજી ાાશિાારલા
તેથી સર્વ સાવધ જોગના, સામાયકમાં નહી
પચખાણુજી
આગાર ઉપરાંત સાવધ જોગના, પચખાણુ કીધા
છે પહીછાણુજી ાાશિાા૩ાા
તેથી ત્યાગ કર્યા તે સઘળા, સાવધ જોગના
પચખાણુજી
ત્યાગ નહી સર્વ સાવધ જોગના, તે તો સારા
સાધુ તણે જાણુજી ાાશિાા૩૧ાા
ઉપગણુ રાખ્યા સામાયક મઝે, તે તો પહેલે
કરણુ લીધા જાણુજી
તે બીજાને ભોગવાકસી કંઈ વીધે, બીજાના તો
પચખાણુજી ાાશિાા૩રાા
દ્રવ્ય થકી તે ઉપરાંતના, બધાના કીધા પચખાણુજી

ક્ષેત્ર થકી સર્વ ક્ષેત્ર મઝે, કાળથી એક મુહુરત
જાણુજી ॥શિ૦॥૩૩॥
ભાવ થકી રાગદ્વેષ રહીત છે, ત્યારે સંવર
નીર્જરાગુણ થાયજી
એવી રીતે સામાયક ઓળખી કરે, ત્યારે સામાયક
હુવે તાયજી ॥શિ૦॥૩૪॥

બીજા બધા ને ત્યાગ દીયા, તેનો કરે સંભોગજી
તેથી ભાંગે સામાયક વ્રત તેહનુ, તેના વધ્યા
છે સાવધ જોગજી ॥શિ૦॥૩૫॥

કોઈ સામાયકમાં સામાયકવાલાનુ, કામ કરવું
રાખ્યું છે આગારજી
તેનો કામ કર્યા સામાયક ભાંગે નહી, તેનો
પણ કરે વીચારજી ॥શિ૦॥૩૬॥

સામાયકમાં માંહોમાંહે કામ કરે, તેનો સુત્રમાં
નહી છે તાયજી
તે નીશ્ચય થાપવા આવે નહી, જ્ઞાની વદે તે
સત્ય વાયજી ॥શિ૦॥૩૭॥

કોઇ કહે સામાયકમાં રાખી પુજણી, રાખી તે
દયાને કામજી
તેનો જવાબ સાંભળો ખુલાશા સહીત, ચીત
રાખી એક ઠામજી ॥શિ૦॥૩૮॥

શરીરાદીક પુજે સામાયક મઝે, માત્રાદી પરઠે પુજજી

એહવા કામની જીન આજ્ઞા નહી, તેમાં ધર્મ
કહે તે અણુજજી ।।શિ૦।।૩૯।।

શરીર પુજે પરઠે માત્રો, એ શરીરાદીકના
છે કામજી

જો ધર્મ તણુ કામ હોય, તો આજ્ઞા દેવે જીન
રાજજી ।।શિ૦।।૪૦।।

જો પુજવુ પરઠણુ કરે નહી, કાયા સ્થીર રાખે
એક કામજી

હાથાદીક વગર હલાવીયા, રહેવો નહી આવે
છે તામજી ।।શિ૦।।૪૧।।

વળી અબાધા વડી નીતની, ખમાય નહી તે તામજી
તેથી પુજે છે જગ્યા જોઇને, તે સામાયક તણુ
નહી કામજી ।।શિ૦।।૪૨।।

માખી મચ્છર કીડી આદી દે, તે તો કરડે છે
શરીરને આયજી

તે ખમાય નહી તેહથી, પુજીને દુર કરે તાયજી
।।શિ૦।।૪૩।।

જો કાયા સ્થીર રાખે એક આશને, તેને પુજણીનો
નહી કામજી

પરીસહ ખમાય નહી તેથી, પુજણી રાખે છે
નામજી ।।શિ૦।।૪૪।।

જો એટલુ કહ્યા સમજ પડે નહી, તો રાખવી
જીન પ્રતીતજી

જીન આજ્ઞા બહાર ધર્મ શ્રધીને, નહી કરવી
એહવી અનીતજી ॥શિ૦॥૪૫॥
શરીર ઉપગ્રહણના જાણતા, કીધા સાવધ જોગ
વેપારજી
જે શરીરથી નીર્વંધ કર્તવ્યકરે, તને જીન
આજ્ઞાદેશ્રીકારજી ॥શિ૦॥૪૬॥

## નવમુ વ્રત

### દોહારાનો ભાવાર્થ

પાંચ અણુવ્રત એટલે સાધુજીના મહાવ્રત મોટા તેનાથી નાના ત્રણ ગુણવ્રત જે પાંચ અણુવ્રતને ગુણ-કારી છે તે આઠ વ્રતને આ શિખા સમાન ચાર વ્રત કહે છે જેમ દેવલ ઉપર કળશ માથા ઉપર મુગટ હોય છે તેમ આઠ વ્રતોના ઉપર ચાર શિખા વ્રત છે પહેલાથી આઠમા વ્રત સુધી પચખાણ જાવજીવના હોય છે ચાર શીખા વ્રતમાં નવમુ વ્રત એક મુહુરતનુ દશમુ જેટલા કાળનુ કરે તેટલુ અગીઆરમુ પોષો દીવસ રાત્રિ પ્રમાણ અને બારમુ શિખા વ્રત શુદ્ધ સાધુ મુનિરાજ અઢી દ્વીપ પંદર ક્ષેત્રમાં જઘન્ય બે હજાર ક્રોડ ઉત્કષ્ટા નવ હજાર ક્રોડ છે તેઓમાંના કોઇને નિર્દોષ આહાર પાણી વીગેરે ચૌદ પ્રકારનું દાન આપવુ તે બારમુ શિખા-વ્રત છે સામાયક કરવુ તે નવમુ શિખા વ્રત છે તે સામાયક સિવાય અવ્રત છે પાપ લાગે છે ॥૧થીપ॥

## ઢાલનો ભાવાર્થ

સામાયક એટલે સમ ભાવ રાખવો સમતા રાખવી એક મુહુરત કાળ સુધી સાવદ્ય જોગના ત્યાગ જઘન્ય બે કરણ ત્રણ જોગથી ઉત્કષ્ટા ત્રણ કરણ ત્રણ જોગથી થાય છે સામાયકમાં ગ્રહસ્થાશ્રમની વાત નીંદા વિકથા સંસારી કામ કરાય નહી કપડા વીગેરે જે જે ઉપગરણ સામાયકમાં રાખ્યા તે અવ્રત છે ત્યાગ્યા તે સામાયક છે તેથી સંવર વ્રત થાય છે જે જે ઉપગરણ ઘરેણા કપડા રાખ્યા તે અવ્રત સાવદ્ય જોગ છે તેથી પાપ કર્મ લાગે છે રાખેલી ચીજોની સાર સંભાળ કરે બીછાના ઓઢવાના રાખે તે શરીરની શાતા અને શોભા છે તેમાં સામાયક નથી સાવદ્ય જોગ વેપાર છે ઘરેણા કપડા વીગેરે સામાયકમાં રાખ્યા તે સામાયકને કામ આવતા નથી તે તો શોભા અને શરીરની રક્ષા માટે પહેરે ઓઢે છે અને પરિભોગમાં કામ આવે છે સામાયકમાં શ્રી જીનેશ્વરની આજ્ઞા છે ઉપગરણ પહેરવા ઓઢવાની આજ્ઞા નથી તે પરિભોગવ્યાથી પાપ કર્મ લાગે છે શ્રી ભગવતી સુત્રના સાતમાં શતક પહેલા ઉદેશમાં સામાયકમાં શ્રાવકની આત્મા અધીકરણ એટલે છકાય જીવોની શસ્ત્ર ફરમાવી છે છકાય ના શસ્ત્રની સાર સંભાળ કરે તે સાવદ્ય જોગ છે માટે શ્રી જીનેશ્વરની આજ્ઞા નથી શ્રીજીનેશ્વર જે કામમાં આજ્ઞા છે તે નીર્વદ્ય પાપ રહીત છે ને જે કામમાં શ્રી જીનેશ્વરની આજ્ઞા

નથી તે સાવદ્ય પાપ સહીત છે ॥૧થી૧૮ સામાયકમાં સાવદ્ય જોગના ત્યાગ દેશ થકી છે સાધુજીને સર્વ થકી છે કોઇ કહે સામાયક પચખતી વખતે સાવદ્ય જોગના પચખાણ કરીયે છેયે તેમાં કયા પાપનો આગાર રાખ્યો છે સાધુ મુનિરાજ સર્વ સાવજ્જં જોગં પચ્ચખામિ કરે છે શ્રાવકને સર્વ સાવધ જોગના ત્યાગ નથી છઃ ભાગાથી સામાયક કરવાથી ત્રણ ભાંગાનો આગાર સાવધ છે તેનુ અવ્રતનુ પાપ હમેશ સામાયકમાં લાગે છે અનુમોદવાનુ મન વચન કાયાથી આગાર છે પુત્ર પૌત્ર થવાના ખબર સાંભળી ખુશી સંગા સંબંધી મરવા ખોવાયા સાંભળ્યાથી નાખુશી થવાય છે જે ઘરેણા કપડા સાયાયકમાં પહેર્યા છે તે પરિભોગ છે તેને ભોગવે તે અવ્રત છે તેની સાર સંભાળ શરીરની યત્ના એ સાવધ જોગ છે આગ, ચોર, સાપ વીછુ વીગેરે જાનવરના ભયથી બીજી જગ્યા એ જાય છે તે શ્રી જીનેશ્વરની આજ્ઞા નહી માટે અનેક કામ જે જે શ્રી જીનેશ્વરની આજ્ઞા બહાર સામાયકમાં કરે છે કરાવે છે તે સર્વે સાવધ જોગ છે તેનાથી પાપ કર્મ લાગે છે આગ ચોર સર્પાદિકના ભયથી સામાયકમાં એક જગ્યાથી બીજી જગ્યાએ જાય તેમાં સામાયકનો ભંગ થતા નથી કેમકે આગાર રાખ્યો હોય છે પણ સાવધ જોગ હોવાથી પાપ લાગે છે બાજુમાં બીજો માણસ બેઠો હો[illegible] તેને બહાર લઇ જઇ જવાનો આગાર નથી તેથી તેને બહાર

લઇ જઈ શકતો નથી કપડા ઉપગ્રણ સામાયકમાં પોતે રાખ્યા છે તે લઇ શકે છે છોડયાં તે કપડા વીગેરે અનેક ચીજ પડી છે તે આગાર નથી માટે લઇ જઇ શકતો નથી જેનો આગાર છે તેની ફકત સાર સંભાળ કરે છે માટે શ્રાવકને સર્વત્ર સાવદ્ય જોગનો ત્યાગ સામાયકમાં નથી ॥૧૯થી૩૧॥ સામાયકમાં જે ઉપગ્રણ રાખ્યા તે પહેલે કરણ પરિભોગ છે બીજાને ભોગવાવી શકે નહી બીજાને ભોગવાવવાનો ત્યાગ છે સામાયક પચખતી વખતે કહે છે કે દ્રવ્ય થકી જે કને રાખ્યા તે દ્રવ્ય ઉપરાંત ત્યાગ, ક્ષેત્ર થકી સર્વક્ષેત્રોમાં ત્યાગ છે કોઈ જગ્યાએ આગાર નથી કાળ થકી એક મુહુરત લગી ભાવ થકી રાગ દ્વષ રહીત છે ત્યારે સંવર નિર્જરા ગુણ થાય છે સામાયક ઓળખી સામાયક કરવાથી સામાયક થાય છે ત્યાગ કરેલી ચીજોનો સંભોગ કરવાથી સામાયક વ્રત ભાંગે છે માટે જે કામનો આગાર રાખ્યો નથી તે કરવું નહી કેટલાએક સામાયકમાં સામાયકવાલાને કામ કરવાનો આગાર રાખી કામ કરે છે તેની સામાયક ભાંગતી નથી પણ તેનુ પ્રમાણ કરવું જોઇયે સામાયકમાં બીજા સામાયકવાલાનુ કામ કરવાનો આગાર રાખવા સુત્રોમાં કહ્યું નથી માટે તે બોલની સ્થાપ કરી શકાય નહી નિશ્ચય તો જ્ઞાની કહે તે સત્ય છે કોઇ કહે દયા પાલવા નિમીત સામાયકમાં પુજની રાખવામાં ધર્મ છે પોજણી રાખે તે અવ્રત છે પોતાનું શરીર સ્થિર રાખી શકતા નથી ચંચલતાને

કારણ હાથ પગ વીગેરે હલાવે છે અંધારામાં બીજી જગ્યા જાય આવે છે અથવા માખી મચ્છર વીગેરે શરીર ઉપર બેસે તેને જયણાથી પુજવાં કીડી કુંથવા વીગેરે જીવોની અનુકંપા લાવી મારવા નહી એ દયા ભાવ છે. તે નીર્વંદ્ય છે પણ પુજણી નીરંધ જોગ નથી અવ્રતા શ્રવ છે સાવધ જોગ જૈન આજ્ઞા બહાર છે માખી મચ્છર વીગેરે જીવ શરીરને ચટકા આપે તે પરિષહ ખમાય નહી તેને માટે પુજણીથી તેને દુર કરે તે પોતાની કચાઇ છે પોતાની કાયા સ્થિર એક જગ્યાએ રાખે તો પુજણીની જરૂર નથી તે માટે પુજણી રાખે છે તે શરીરને કામ લાગે છે સામાયક ને કામ લાગતી નથી માટે સાવધ જોગ છે કોઇ પોજણીની દાંડીમાં ઘડીમાં લાખો રૂ.નું ઝવેરાત જડાવે છે કોઇ ભારે કીમતનું પોજણુ રાખે છે કોઇ મોટી કીમતની શાળ ઓઢે છે તે બધી શરીરની અને શોભા માટે છે સ્વામીશ્રી ભીખનજી કહે છે કે આટલું કહેવાથી સમજ નહી પડે તો શ્રી જીનેશ્વરોના વચનની પ્રતીતી રાખવી જોઇએ કે જે કામની જીન આજ્ઞા નહી તે કરવુ કરાવવુ અનુમોદવું ધર્મ નથી ॥૩૨થી૪૬॥

## દશમુ દેશા વગાસી વ્રત દોહરા

દશમુ દેશા વગાસી વ્રત છે, તેના ભેદ અનેક
થોડા સા પ્રગટ કરૂં, તે સાંભળજો લાવી વીવેક ॥૧॥

## ઢાલ

દેશા વગાસી વ્રતના, ભાંગા થાય પ્રકારે બેયજી
પહેલો છે છઠ્ઠાની પરે, બીજો સાતમા જેમ હો-
યજી, શીખાજી વ્રત આરાધીયે ॥૧॥

દીન પ્રતે પ્રભાતથી, છદીશાનો કર્યો પ્રમાણજી
મર્યાદા કીધી તેણે બહારની, પાંચે આશ્રવના
પચખાણજી ॥શિ૦॥૨॥

જે ભુમીકા રાખી છે મોકલી, તે માંહી દ્રવ્ય દીકનો
વેપારજી
મર્યાદા શકતી પ્રમાણે કરે, ભોગાદીક કરે
પરીહારજી ॥શિ૦॥૩॥

કાલથી દીવસને રાતનુ, ભાવથી વીવીધ પ્રકારજી
કરણ જોગ રાખે તેટલા, જેટલા કરે પરીહારજી
॥શિ૦॥૪॥

વળી જઘન્ય નવકારસી આદી દે, ઊત્કષ્ટો રાખે
કાલ કોયજી
મર્યાદાથી ત્યાગે સાવદ્ય ભણી, જેમ કરે તેમ
હોયજી ॥શિ૦॥૫॥

કોઇ કરે છે ત્યાગ હીંસા તણો, તેમાં કાલનો
કરે પ્રમાણજી
તે ત્યાગ પુરા હુવા તેહને, આગળ તો નહી
પચખાણજી ॥શિ૦॥૬॥

હીંસા, જુઠ, ચોરી, મૈથુનનુ, વળી પાંચમુ પરી-
ગ્રહ જાણુજી
એહ પાંચે આશ્રવ દ્વારના, કાળ રાખીને કરે
પચખાણુજી ।।શિ૦।।૭।।

પ્રમાણુ કરે છવીશ બોલનો, પંદર કર્માદાનનો
પ્રમાણુજી
વળી સચિતાદીક ચૌદે નીયમનુ, તેના નીત્ય નીત્ય
કરે પચખાણુજી ।।શિ૦।।૮।।

નવકારસી, પોરસી, પુરમુઢ, એકાસણો આબેંલા
દીકતાશજી
ઉપવાશ છઠ્ઠાદીક તપકરે, ઉત્કષ્ટા કરે છમાશજી
।।શિ૦।।૯।।

તપનો કષ્ટ થાય તે કરણો, નીર્જરાની જાણુજી
ખાવા પીવાનો ત્યાગ થયો તે, દશમુ વ્રત થાય
આણુજી ।।શિ૦।।૧૦।।

જે જે સાવધ ત્યાગે તેહમેં, કાલનો કરે પ્રમાણુજી
તે દશમુ વ્રત નીપજે, એમાં જાવજીવ નહી
પચખાણુજી ।।શિ૦।।૧૧।।

કાળનું પ્રમાણુ કરી પાંચ આશ્રવદ્વાર ત્યાગે તે દેશાવકાસી વ્રત કહેવાય છે બે ભાગાથી થાય છે પહેલો ભાંગો છઠ્ઠા વ્રત મફક ને બીજો ભાંગો સાતમા વ્રત માફક છે જેના ઘણા ભેદ છે સંક્ષેપવર્ણન નીચે

આપ્યુ છે દીવસ પ્રતે પ્રભાતથી છએ દીશાઓના પ્રમાણુ
કરી મર્યાદા ઉપરાંત પાંચ આશ્રવ દ્વારે સેવવાના સેવ-
રાવવાના પચખાણુ કરે જેટલી ભુમી રાખી તેમાં યથા-
શકિત દ્રવ્યાદિકની મર્યાદા ઉપરાંત વિષય ભોગાદિના
ત્યાગ કાલ થકી દીવસ રાત્રી પ્રમાણુ રાગદ્વેશ
રહીત ઉપયોગ સહીત અનેક પ્રકાર અર્થાત ઈચ્છા
પ્રમાણુ કરણુ જોગથી ગુણુથકી સંવર નિર્જરા જઘન્ય
નવકારશી એટલે એક મુહુરત લગી ઉત્કષ્ટ જેટલા કાળ
સુધી બને તેટલા કાળ લગી સાવધ જાગના ત્યાગ
કરી હિંસાદી પાંચ આશ્રવ દ્વાર ત્યાગે જેવી રીતે કરે
તેવી રીતે દશમુ વ્રત થાય છે આ પહેલો ભાંગો
કહયો બીજો ઉલાણીયા વીહું આદી છવીશ બોલ ઇંગા-
લિક કર્મ આદી પંદર કર્માદાન અને સચિતાદિક ચૌદે
નિયમની મર્યાદ ઉપરાંત જેટલા કાળના ત્યાગ કરે તે
દશમુ વ્રત છે નોકારસી, પોરસી, પુરમુઢ એટલે દોઢ
પોરસી, એકાશણા, ઉપવાશ, છઠ્ઠ, અઠ્ઠમ, વીગેરે છમાશી
તપ શ્રાવક કરે તે દશમા વ્રતમાં છે તપ કરે કષ્ટ સહન
કરે તેમાં નિર્જરા થાય છે અને સાવધ જોગોના ત્યાગથી
શ્રાવકને સંવર થાય છે દશમા વ્રત સંવર છે એમાં
જાવજીવના પચખાણુ નથી કાલની મર્યાદા કરે
જે જે ત્યાગ કર્યા તે વ્રત આગાર રાખ્યો તે સેવે
સેવરાવે અને સેવે તેને અનુમોદે તે અવ્રત આશ્રય
પાપ કર્મ છે.

## અગીયારમુ વ્રત દોહરો

શ્રાવકનો વ્રત અગીઆરમુ, પોષધ કહ્યો ભગવાન
શીખા વ્રત રળીયામણો, હવે સાભળો દઇ કાન ॥૧॥

## ઢાલ દેશી તેહીજ

હવે પોષધ વ્રત રળીયામણુ, પચખે ચાર વીધ
આહારજી
અબંભ મણી સુવ્રણ તજે, માલા વણુગ વીલે
પન પરીહારજી, શીખાજી વ્રત આરાધીયે ॥૧॥
શસ્ત્ર મુશલાદીક આદીદે, સાવધ જોગ તણા
પચખાણુજી
કાલથી દીવસને રાતના, એક પોશાતણુ પ્રમાણુજી ॥શિ૦॥૨॥
જઘન્ય બે કરણ ત્રણ જોગથી, કરે સાવધ જોગ
પચખાણુજી
કોઇ ઊત્કષ્ટે ભાગે કરે, ત્રણ કરણ ત્રણ જોગથી
જાણુજી ॥શિ૦॥૩॥
દ્રવ્યથી પાસે રાખ્યો તે ઉપરાંતના, કીધા સર્વ
દ્રવ્યના પચખાણુજી
ક્ષેત્રથી સર્વ ક્ષેત્ર મઝે, કાલથી દીવસ ને રાત્રીના
જાણુજી ॥શિ૦॥૪॥
ભાવથી રાગ દ્રેષ રહીત કરે, વળી ચોખેચિત્ત
ઉપયોગ સહીતજી
ચારે કર્મ રેકાય છે આવતા, વળી નીર્જરા
થાય રૂડી રીતજી॥શિ૦॥૫॥
ઉપગ્રણ પોશામે રાખીયા, તે ઉપરાંત કીધા
પચખાણુજી

રાખ્યા તે અવ્રત પરી ભોગની, તેનો પાપ
નીરંતર લાગે છે આણુજી ાશિ૦ા૬ા

પોષાને સામાયક વ્રતના, સરિખાં છે પચખાણુજી
સામાયક તો મુહુરત એકની, પોષો દીવશને
રાતનો જાણુજી ાશિ૦ા૭ા

પોષાને સામાયક વ્રતમાં, આ બન્નેમાં સરીખો
છે આગારજી
તે કહ્યા છે સઘલાહી અવ્રતમાં, તે જોઇ કરો
નીસ્તારજી ાશિ૦ા૮ા

ત્યારે કેઇ કહે પોષધ વ્રતમાં, માણી સુવર્ણાદી
પચખાણુજી
તેથી માણી સુવર્ણાદી પાશે રાખીયા, પોશો
ભાંગી ગયો જાણુજી ાશિ૦ા૯ા

પોષા માંહી પાશે રાખીયા, માણી સુવર્ણાદીકના જાણુજી
તે ઉપરાંત રાખવાના પચખાણુ છે, તેનો ઊત્તર
એ પીછાણુજી ાશિ૦ા૧૦ા

ઉમુક કહીના મુકી દીયા, તે મણી સુવર્ણાદીકના
પચખાણુજી
કને રાખ્યો તેની અવ્રત રહી, ભગવતીથી કરજો
પીછાણુજી ાશિ૦ા૧૧ા

જો મણી સુવર્ણના તદન પચખાણુ હુવે, તો
ઉમકના પાઠ કહેતા નાહીજી

આ તો ઊથાડો નીર્ણુંય જોઇલો, વીચારી જુવો
મનમાંહીજી ાાશિ૦ાા૧૨ાા
શ્રેણીક ને કૃષ્ણજીની રાણીઓ, ઇત્યાદીક રાણીઓ
અનેકજી
તેને પોષા કર્યા છે ગહણાં થકાં, સમજે આણુ
વીવેકજી ાાશિ૦ાા૧૩ાા
તેની ચુડીમાં હીરા પાના જડયા, વળી દાંતમાં
સોનાની મેખજી
બીજા ગરેણા તેને પહેર્યાં, તેને ઊતાર્યા ન
દેખાય એકજી ાાશિ૦ાા૧૪ાા
ભારી ભારી જવેરાત ચુડીમાં જડયા, વળી ભારી
ભારી ગરેણાં હાથ ગળા માંહીજી
તે બધા કેમ ઊતારશે, આતો મળતો નહી
દેખાય ન્યાયજી ાાશિ૦ાા૧૫ાા
તેણે કીધી સામાયક શાંજના, સામાયક કીધી
રાત પ્રભાતજી
તે ક્ષણ ક્ષણમાં કેમ ઊતારશે, તે પણ મલતી
ન દીશે વાતજી ાાશિ૦ાા૧૬ાા
સામાયકમાં ગરેણાં નહી રાખવા, તો ચુડી નહિ
રાખવી તાહીજી
ગરેણાને બંગડી તો એકજ છે, બંન્ને આભુ-
ષણ માંહીજી ાાશિ૦ાા૧૭ાા
સામાયકને પોષા તણી, બંન્ને વીધી જાણજો
એકજી

રીત બંન્નેની ખરેખરી, સમજો આણી વિવે-
કજી ॥શિ૦ ॥૧૮॥

આ લોકને અર્થે કરે નહી, ન કરે ખાવા-
પીવાને હેતજી

લોભ લાલચથી કરે નહી, પરલોક સુખ માટે ન
કરે તે થજી ॥શિ૦ ॥૧૯॥

સંવર નીર્જરા માટે કરે, બીજી વંછા નહી કામજી
એ પરીણામથી પોષો કરે તે ભાવ થકી સુદ્ધ
થાયજી ॥શિ૦ ॥૨૦॥

કોઇ લાડવા માટે પોષો કરે, કોઇ પૈશા લેવા
કરે તામજી

કોઇ બીજા દ્રવ્ય લેવા પોષો કરે, તે કહેવાનો
પોષો છે નામજી ॥શિ૦ ॥૨૧॥

તે તો અર્થી એકાંત પેટના, તે મજુરની છે
પાતજી

તેના જીવની ગરજ શરે નહી, ઉલટી ઘાલી
ગળામાં રાંતજી ॥શિ૦ ॥૨૨॥

લાડવા માટે પોષા કરાવશી, અથવા ધન
આપી તામજી

તે કહેવાનો પોષો કરાવીયો, પણ સંવર નીર્જરાનું
નહી કામજી ॥શિ૦ ॥૨૩॥

કર્મ કાપવા કરે મજુરીયા, તેના ઘટમાં ઘોર
અજ્ઞાનજી

લાડુ ખવાય પોષા કરાવવા, આતો કોઇ જગ્યાએ
ન કહ્યો ભગવાનજી ।।શિ૦ ।।૨૪।।
કર્મ કાપવા કરે મજુરી, તેના ઘટમાં ઘોર
અંધકારજી
પૈશા આપીને પોષા કરાવણું, તે નહી ચાલ્યા
સુત્ર મઝારજી ।।શિ૦ ।।૨૫।।

મજુરી કરે ખેતી નીંદાણુવા, મજુરી કરે ઘર
કરાવવા કામજી
કડબ કાપવા કરે મજુરી, કર્મ કાપવા નહી ચાલ્યા
તામજી ।।શિ૦ ।।૨૬।।

ખેતર ખેડવાને ચાલ્યા મજુરીયા, વળી ભાર
લેજાવણ કામજી
અનાજ ખાંડવા કરે મજુરીયાં, કર્મ કાપવાને
નહી ચાલ્યા તામજી ।।શિ૦ ।।૨૭।।

વીરકત થાય કામ ભોગથી, તેને ત્યાગ છે શુદ્ધ
પ્રણામજી
મુકતી હેતુ પોષો કરે, તે અશલ પોષો કહ્યો
શ્યામજી ।।શિ૦ ।।૨૮।।

આ વીધી પોષો કીધા થકાં, સીઝશી આતમ
કામજી
કર્મ રોકાશે ને વળી તુટશે, એમ ભાખ્યો શ્રી
જીનરાયજી ।।શિ૦ ।।૨૯।।

## અગીઆરમુ વ્રત

### ભાવાર્થ

અગ્યારમુ પોષધ એટલે ધર્મ પુષ્ટિ રૂપ વ્રત કહે છે

૧ અસણુ–આહાર પાણુ–પાણી ખાદીમ–મેવાદિક સ્વાદીમ–પાન, સોપારી, લવેગ, એલચી તજના ત્યાગ.

૨ અવંભ–અબ્રહ્મચર્ય તે મૈથુનના ત્યાગ

૩ ઉમકમણી સુવર્ણ–રત્નાદીક સુવર્ણાદીક જેવોસરાવ્યા.

૪ માલા–ફુલની મળા ૫ વણુગ–ગુલાલ અબીલ રંગનો ત્યાગ.

૬ વીલેપન–કેશર ચંદનનુ વિલેપન.

૭ સસ્ત્ર મુશલાદિ સાવજ્જજોગ–શસ્ત્ર મુશલ વીગેરે સાવદ્ય જોગના ત્યાગ

ઉપરના સાત પ્રકારે ત્યાગ કરી ક્ષેત્રથી સર્વ ક્ષેત્રમાં કાળથી અહોરાત્રી પ્રમાણ બે કરણ ત્રણ જોગથી અથવા ત્રણ કરણ ત્રણ જોગથી ભાવથી રાગદ્વેષ રહીત ગુણથી સંવર નિર્જરા એ પ્રકારે વસ્ત્ર ઘરેણા વીગેરે દ્રવ્ય, પોષો પચખતી વખતે રાખ્યા તે દ્રવ્યો ઉપરાંત સાવદ્ય, જોગ સેવવા સેવરાવવાના ત્યાગ છે જે ઉપગ્રણ પાશે રાખ્યા તે અવ્રતમાં છે જેનાથી પરિભોગની અવ્રત પોષામાં નીરંતર લાગે છે પોષા અને સામાયકના આગાર એક સરખા છે આગાર ઉપરાંત ત્યાગ કર્યા તે સામાયકના

નવમાં વ્રતમાં એક મુહુરતના અને પોષા
અગીઆરમાં વ્રતમાં રાત્રી દીવસના છે
ત્યારે કોઇ એમ કહે કે પોષો લેતા સુવર્ણાદિ
મણી રત્નાદિના પચખાણ કરે છે તે માટે પોષામાં
ઘરેણા નહી રાખવા જોઇયે પોષામાં ઉમકમણી સુવર્ણના
ત્યાગ છે મુકયા તે મણી સુવર્ણ રાખવાના ત્યાગ છે
પાસે છે તે ઘરેણા કપડા પહેરેલાનો આગાર છે માટે
વ્રત ભાંગે નહી અગાઉ શ્રી કૃષ્ણ અને શ્રેણીકરાજાની
રાણીઓએ પોષા સામાયક કીધા તેની બંગડીઓ
ઘરેણાઓમાં ઘણા કીમતી રતન જડેલા હતા પણ
બંગડી ઊતારી પોષા કર્યા એવો અધીકાર સુત્રોમાં નથી
સામાયક વ્રત કરતા પહેરેલા કપડા ઘરેણાનો આગાર
છે આગાર અવ્રત આશ્રવદ્વાર છે પણ પચખાણ ભાંગતા
નથી જો ઘરેણા કપડા રાખવાથી સામાયક પોષા
ભાંગવાનો ભય હોય તો કીંચીત માત્ર પણ સોનું રત્ન
જડીત ઘરેણું રાખવું જોઇયે નહીં, સ્ત્રી જાતીને સામાયક
પોષામાં બંગડી જરૂર રહે છે કોઇ સ્ત્રી સાંજે, અડધી
રાત્રે સામાયક કરે તો વારવાર બંગડી કહાડે નહી
બંગડીઓ કહાડી સામાયક કરે તે ન્યાય મલતો નથી
તેથી સ્પષ્ટ માલમ પડે છે કે મણી સુવર્ણાદિકના સર્વથા
પ્રકાર ત્યાગ નથી જે સામાયકની વીધી છે તેજ પોષાની
વીધી છે ફરક માત્ર કાળમાં છે દોહુરા અને ॥૧ થી ૧૮॥
ચોવધ આલોકને માટે કે પરલોકમાં સુખને માટે કે
ખાવા પીવા માટે કે કોઇ પણ પ્રકારના લાભ માટે

કરવો નહી અકાંત સંવર નિર્જરા માટે કરવાથી પોષધ વ્રત કરવાથી ભાવ પોષો થાય છે કદાચ કોઈ લાડવા ખાવા કે પરિગ્રહ લેવા પોષો કરે તો તે નામ પોષો છે લાડવા ખાવા માટે પોષો કરે તે પેટાર્થી છે મજુર છે તેનું મોક્ષ રૂપી કામ સિદ્ધ થાય નહી તેને અશુભ કર્મનો બંધ થાય તેવી જ રીતે કોઈ લાડવા ખવડાવી કે પૈસા આપી પોષા કરાવે તો તે નામ માત્ર પોષા છે તે પોષા કરાવવામાં સંવર નિર્જરા ધર્મ કદાપિ થાય નહી બીજાના માલ લાડવા વીગેરે મીષ્ટાન ખાઈ મજુર પોષા કરે છે તેના હૃદયમાં ઘોર અજ્ઞાન છે કેમકે તેને તો ફક્ત ખાવા કે પૈસા લેવા નિમિત્ત પોષા કીધા છે તે લોકો પોષો શું છે તે જાનતા નથી અને કેમ થાય છે કર્મ કાપવાને મજુરીથી પોષા કરાવવા કે પૈસા લઈ પોષા કરવા કોઇ સુત્રમાં અધિકાર નથી પણ ભોળા લોકો કુગુરૂના ઉપદેશથી લાડવા વીગેરે જમાડી અથવા પૈસા આપી માનમોટાઇથી જશકીર્તિ માટે પોષા કરાવે છે ખવરાવવાથી કે પૈસા આપવાથી ધર્મ કદાપિ થતો નથી કદાચ એમ ધર્મ થતો હોય તો ચોથા આરામાં ધનાઢય શ્રાવક ઘણા હતા પણ કોઇએ એવી રીતે મજુરીથી પોષા કરાવ્યા નહી. શ્રાવક એવી રીતે પોષા કરતા નથી કર્મ કાપવા મજુરી સાંભળી નથી. ખેતી કરવા નીંદ્રાણુ કરવા બોજ ભાર ઉપાડવામાં કડબ ઘાસ વીગેરે કાપવા મજુર સાંભળ્યા છે કર્મ કાપવા મજુર સાંભળ્યા નથી આ પ્રત્યક્ષ ખુલ્લી ઘેલઇ છે. એવી રીતે

પોષા થતા નથી, ફકત વેરાગથીજ ભાવ લાવી કામભોગથી વીરકત થઇ યથાર્થ શ્રધ્ધાવંત થાય ત્યારે આત્મની સિદ્ધિ થાય છે શ્રાવકને પોષો કરવાથી આવતા કર્મ રોકાય છે અશુભ કર્મનો ક્ષય થાય જીવ નીર્મળ થાય તેનું નામ પોષો છે. બાકી લોભ લાલચ મજુરી નીમીત્ત પોષો કરવાવાલા કરાવવાવાલાને ધર્મ થતો નથી. પોષો લેતી વખત જે જે સાવદ્ય જોગના ત્યાગ કર્યા તે અગિયારમું વ્રત છે તેજ શ્રાવકનો ધર્મ છે જે જે આગાર રાખ્યા છે તે અવ્રત આશ્રવ છે અવ્રત સેવે સેવરાવે ભલો જાને તેમાં એકાન્ત પાપ છે ઇતિ ॥ ૧૯ થી ૨૯

## દોહરો બારમુ અતિથી સંવિભાગ વ્રત

અતિથી સંવીભાગ ચોથો શીખા, તે બારમુ વ્રત રસાલ
શ્રમણનીગ્રંથ અણગારને, દાન દેવે દગચાલ ॥૧॥
તે ફાસુક અચિત્તને શુઝતો,કલ્પે તે દ્રવ્ય અનેક
કલ્પે તે ક્ષેત્ર કાલમે, દાન, આપે લાવી વીવેક ॥૨॥
જો એ દાન આપે મુકતી કારણે, એ.રવંછા નહી કાંય
ત્યારે નીપજે વ્રત બારમુ, એમ ભાખ્યો શ્રી જીનરાય ॥૩॥
અગીયાર વ્રત વશ આપને, મન માનેથી થાય
બારમુ વ્રત શુદ્ધ સાધુને પ્રતી લાભ્યાથી થાય ॥૪॥

લાંખો કરોડો ખરચીયા, જીવ અનંતીવાર
પણ દાન સુપાત્ર દોહીલો, તે જીવ તણો
આધાર ॥૫॥

એ વ્રત નીપજાવવા કારણે, ઊધમ કરે નીત્ય નેમ
ભાવે સાધુની ભાવના, હાથે દાન દેવાથી પ્રેમ ॥૬॥

આળશ છોડવુ કંઈ વીધે, કંઇ વીધ દેવુ દાન
ઊધમ કરવો કંઇ રીતે, તે સાંભળો દઈ કાન ॥૭॥

## ઢાળ જીવ મોહ અનુકંપા ન આણીએ (એ દેશી)

બારમુ વ્રત છે શ્રાવક તણુ, તેનો સાંભલ જો
વીસ્તારજી, સમણુનીગ્રંથ અણગારને, દેવો
ચાર વીધ શુદ્ધ આહારજી, એમ વ્રત નીપજાવે
બારમુ ॥૧॥

વળી વસ્ત્ર પાત્રને કામળી, પાય પુછણું દેવે
એમજી
પીડ ફળગ શેઝયાને સંથારો, દેવે ઓષધ ભેષધ
જેમજી ॥એમ૦॥ ॥૨॥

ઈત્યાદીક વસ્તુ કલ્પેતે, સાધુને દીધા હર્ષ
ન હોયજી
જાણે ધન દહાડો ધન ઘડી, બારમુ વ્રત
નીપજ્યુ મોયજી ॥એમ૦॥ ॥૩॥

કરે ચિતંવના સાધુ તણી, ઘરમાં જોય શુદ્ધ
આહારજી

વળી ભાણે બેઠા ભાવે ભાવનાં, વ્રત ધારીનોએ
આચારજી ॥એમ૦॥ ॥૪॥
સાધુ આવી ઊભા જુવે આગણે, વીકસે બધી
રોમરાયજી
અશણાદીક દેવે ભાવથી, મન ઘણુ રળીયાયત
થાયજી ॥એમ૦॥ ॥૫॥

કાચા પાણીથી થાળી ધોવે નહી, વળી સચિત્ત
ન રાખે પાશજી
સંઘટે નહી બૈસે સચિત્તને, વ્રત નીપજાવણુરો
હુલાશજી ॥એમ૦ ॥૬॥

કોઇ કામ આવી પડે સચીતનો, ત્યારે પણ સમતા
રાખે વીખ્યાતજી
દીશા અવલોક્યાં વગર સાધુની, નહી ઘાલે
સચીત્તમાં હાથજી ॥એમ૦ ॥૭॥

કલ્પે તે વસ્તુ પડી અસુઝતી, કદી સહેજે સુજતી
હોયજી
તો ખપ કરી રાખે સુઝતી, સચિત્ત ઉપર નમુકે
કોયજી ॥એમ૦ ॥૮॥

જે જે દ્રવ્ય જાણે છે સુઝતા, કલ્પે તે સાધુને
જાણુજી
તેની ભાવે નીરંતર ભાવના, એહવા શ્રાવક ચતુર
સુજાણુજી ॥એમ૦ ॥૯॥

ચિતવિત પાત્ર ત્રણે તણુ, કદી આવી મળે
સંજોગજી
ત્યારે અડકલ દાન દે હાથથી, પછી ન કરે
પછતાવો સોગજી ॥એમ૦ ॥૧૦॥

જે જે વ્રતધારી શ્રાવક હોવે, તે જમતા ન જડે
કમાડજી
ઊવવાઈ ને શુયગડાઅંગમાં, તેના ઊઘાડયા
ચાલ્યા દ્વારજી ॥એમ૦ ॥૧૧॥

સહીજે ઊઘાડા હોય બારણા, ત્યારે રાખે ઊઘાડા
તામજી
નહી દે ઊઘાડા બારણા, સાધુને દાન દેવા
કામજી ॥એમ૦ ॥૧૨॥

બીજા ભેખ ઉઘાડ માંહી ઘસૈ, સાધુ ન આવે
ખોલ કમાડજી
તેથી વ્રતધારી શ્રાવક હુવે, તે તો રાખે ઉઘાડા
દ્વારજી ॥એમ૦ ॥૧૩॥

સહેજે આવ્યા છે ઘર આપણે, નીપજ્યુ જુવે
શુદ્ધ આહારજી
ત્યારે વખત જાણે ગોચરી તણો, તો વાટ જોવે
તે વારજી ॥એમ૦ ॥૧૪॥

જ્યારે હોશ ઘણી છે માંહેલી, પોતે સ્વહાથ
દેવા દાનજી

તેના હૃદયમાં સાધુ વશી રહ્યા, તે કેમ મુકે
ધ્યાનજી ॥એમ૦ ॥૧૫॥

અશણાદીક થાળીમાં લીધા પછી, તુરત જમે
નહી મુખમાયજી
દીશી અવલોકે ભાવેભાવના, જાણે સાધુ પધારે
આયજી ॥એમ૦ ॥૧૬॥

એ વીધ ભાવના ભાવતાં થકાં, મળે સત ગુરૂની
જોગવાઈજી
તો તે દાન દે ઉલટ પ્રમાણથી, ચુકે નહી અવશર
પાઇજી ॥એમ૦ ॥૧૭॥

શકતી પ્રમાણે દાન દે સાધુને, પણ ન કરે
ખોટી મનવારજી
ખાલી વાદલ જેમ ગાજે નહી, સાચે મન બોલે
શુધ વીચારજી ॥અમ૦ ॥૧૮॥

અઢલક દાન દઈ સાધુને, મોટાઇ ન મારે
બીજા પારાજી
ગીરવો ગંભીર રહે સદા, તેને વીર વખાણ્યા
તારાજી ॥એમ૦ ॥૧૯॥

અડલક દાન દેવુ પાતરે, નહી જેને તેણે
આશાનજી
દાન દેવાનો ધ્યાન રહે સદા, એહવા વીરલા
છે બુદ્ધી વાનજી ॥એમ૦ ॥૨૦॥

સારી વસ્તુ સંતાડી રાખે નહી, ન લાવે
લોલપણો ને લોભજી
ગમતી વસ્તુ વહોરાવે સાધુને, પણ ખોટી ન
રાખે શોભજી ॥એમ૦ ॥૨૧॥

આપ ખાવે તે અવ્રતમાં ગણે, તેથી બંધાતા
જાણે પાપ કર્મજી
દાન સુપાત્રને દીધા, જાણે સંવર
નીર્જરા ધર્મજી ॥એમ૦ ॥૨૨॥

સુપાત્ર દાન આપે તે અવસરે, હીસાબ ન
કરે મન માયજી
હીસાબ ગણ્યાથી લોભ ઉપજે, અઢલક દાન
આપ્યો નહી જાયજી ॥એમ૦ ॥૨૩॥

લાડુ ધોવણાદીક વહોરાવતાં, રાખે એક ધારા
પરીણામજી
વ્રતધારી વાર કરે નહી, રૂડી જોગવાઇ
પામજી ॥એમ૦ ॥૨૪॥

કદાચ વહેર્યા વગર પાછા ફરે, કોઇ આવી
પડે અંતરાયજી
ત્યારે પછતાવો કીધા પુન્ય બંધે, વળી કર્મ
નીર્જરા થાયજી ॥એમ૦ ॥૨૫॥

પછતાવો કીધા પુન્ય બંધે, તો વહેરાવ્યા લાભ
થાય અનંતજી

ઊત્કૃષ્ટો તીર્થંકર પદ લહે, એમ ભાષ ગયા
ભગવંતજી ॥એમ૦ ॥૨૬॥

સુઝતી વસ્તુ ન કરે અસુઝતી, તે તો દાન દેવાને
કામજી
અસુઝતી ન કરે સુઝતી, વહેરાવવાના લાવી
પરમાણુજી ॥એમ૦ ॥૨૭॥

જાણીને ન આપે અસુઝતો, કરડો પણ બને
કામજી
નીર્દોષ વસ્તુ દીધી હાથથી, પાછી લેવાની નહી
હામજી ॥એમ૦ ॥૨૮॥

દાન દેવા દેવરાવવા કારણે, કદી અતીક્રમે નહી
કાળજી
મચ્છર માન મોટાઇ છોડને, દાન દેવે દુષણ
ટાળજી ॥એમ૦ ॥૨૯॥

આપણી વસ્તુ કહે પારકી, દાન દેવા ન દેવા
કામજી
ધર્મ ઠેકાણે જુઠું બોલે નહી, મોઢે ખોટી ન
રાખે મામજી ॥એમ૦ ॥૩૦॥

અગીઆરે વ્રત તો ત્યાગ કીધા હુવે, બારમુ
વ્રત દીધા હોયજી
તેથી કઠણ કામ આ વ્રતનો, વીરલા નીપજાવે
કોયજી ॥એમ૦ ॥૩૧॥

સુપાત્ર દેવે આપે તેહને, નીપજે ત્રણ બોલ
અમોલજી
સંવર નીર્જરા થાય પુન્ય બંધે, તેનો અર્થ
સાંભળો દીલ ખોલજી ॥એમ૦ ॥૩૨॥
જે જે વસ્તુ વહેરાવી સાધુને, તે દ્રવ્યની અવ્રત
ન રહી કાયજી
તે વ્રત સંવર થાય આવીધે, શુભ જોગાથી નીર્જરા
થાયજી ॥એમ૦ ॥૩૩॥
શુભજોગ વર્તી થાય નીર્જરા, શુભ જોગથી પુન્ય
બંધ જાતજી
પુન્ય સહેજે થાય નીર્જરા કીધા, જેમ ઘાશ
થાય ઘઊની સાથજી ॥એમ૦ ॥૩૪॥
ઊત્કષ્ટે પરીણામથી દાન દે, તો ઊત્કષ્ટી ટલે
કર્મ છોતજી
ઊત્કષ્ટા પુન્ય બંધે તેહને, વળી બંધે તીર્થંકર
ગોતજી ॥એમ૦ ॥૩૫॥
જો તેને પુન્ય ઉદય થાય આ ભવે, દુઃખ દારીદ્ર
દુર જાયજી
રૂધી સંપદા પામે અતી ઘણી, શુખ શાતામે
દીન જાયજી એમ૦ ॥૩૬॥
જો ઉદય ન આવે આ ભવે, તો પર ભવમાં
શંકા નહી જાણુજી
ઉચગોત્રાદીક શુખ ભોગવે, આ દાન તણા ફળ
જાણુજી એમ૦ ॥૩૭॥

પુન્યની વંછા કરી દેવે નહી, સમદ્રષ્ટી સાધુને
દાનજી
દેવે સંવર નીર્જરા કારણે, પુન્ય તો સહેજે
લાગે આસાનજી એમ૦ ॥૩૮॥

અવ્રતમાં દેતાથકા, પડે શ્રાવકને મન ધરકજી
જેને દાન દેતા વ્રત નીપજે, તેને જોયા પણ
પામે હરખજી એમ૦ ॥૩૯॥

કામ પડે અવ્રતમાં દાનનો, ત્યારે દે તો શર્મા
શર્મજી
પછી કરે પછતાવો તેહનો, કાંઇક ઢીલાં પડે
કર્મજી એમ૦ ॥૪૦॥

અવ્રતમાં દાન દે તેહનો, ટાલણનો કરે ઉપાયજી
જાણે કર્મ બંધાય છે માહરે, મને ભોગવતા
દુઃખદાયજી ॥એમ૦ ॥૪૧॥

અવ્રતમાં દાન દેતાથકાં, બંધે આહુડી પાપ
કર્મજી
સુપાત્રને દાન દીધા થકાં, મારે સંવર નીર્જરા
ધર્મજી ॥એમ૦ ॥૪૨॥

અવ્રતમાં દાન દેવા તણું, કોઇ ત્યાગ કરે
મન શુદ્ધજી
તેનો પાપ નીરંતર ટાલીયો, તેની વીર વખાણી
બુદ્ધજી ॥એમ૦ ॥૪૩॥

કુપાત્ર દાન મોહ કર્મ ઉદે, સુપત્ર દાન

ક્ષયોપસમ ભાવજી
વ્રત નીપજે સુપાત્ર દાનથી, તેને જાણે સમ
દ્રષ્ટી ન્યાયજી ।।એમ૦ ।।૪૪।।
સહેજે જગ્યા પડી હોય સુઝતી, ત્યારે પોતે જોવે
સાધુની વાતજી
તેને કર્મ નીર્જરા હુવે, વળે બંધે પુન્યના
થાટજી ।।એમ૦ ।।૪૫।।
વાટ જોતાં સાધુ પધારીયા, સેજ્યા દાન દે હર્ષિત
થાયજી
જાણે ધન દહાડો ધન ઘડી, મારે સાધુ ઊતરીયા
આયજી ।।એમ૦ ।।૪૬।।
સેજ્યા દાન દઇ શુદ્ધ સાધુને, કોઇ કરે પ્રત
સંસારજી
કેઇ બંધ પાડે શુદ્ધ ગતીનો, તે તો પામે ભવ
જળ પારજી ।।એમ૦ ।।૪૭।।
શેજ્યા સંથારો દીધા સાધુંને, આગળ તર્યા
જીવ અનંતજી
વળી તરે છે ને તરશે ઘણાં, એમ ભાષ ગયા
ભગવંતજી ।।એમ૦ ।।૪૮।।
દીધા દેવરાવ્યા ભલો જાણીયાં, નીર્દોષ સુપાત્ર
દાનજી
વ્રત નીપજે વસ્તુ આપ્યા આપની, એમ ભાખ્યો
શ્રી ભગવાનજી ।।એમ૦ ।।૪૯।।

